# સંજાણ ખાતે યાદગારીના પારસી સતંભની હીલચાલ.



એ સવાલ ઉપર કીધેલાં જાહેર ભાષણો.



છાપનાર:—

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર, બી. એ. એલ એલ. બી.

“પારસી પ્રકાશ” તથા “ડીરેક્ટ મંજાતુ” વિગેરેના કર્તા.

૧૯૧૧.

# દીબાચો.

—⟶⟵—

૧૯૧૦ ના સાલ દરમ્યાન જ્યારે પારસીઓમાં એવી ચર્ચા ઉભી થઇ કે જાણીતી ફ્રેન્ચ લખનાર મીસ મેનાએ કીધેલી સુચના મુજબ આપણા પારસી ન્યાગાનો આજ આશરે બાર સદી ઉપર પાદશાહ યઝદેઝર્દનું રાજ જવા પછી ઇરાન છોડી હીંદુસ્તાન તરફ આવી શેવટે સંજાણ બંદરે ઉતર્યા તે મહાન બનાવની યાદગારી લાયક રીતે જાળવી રાખવી. આ યાદગારી સર્વેથી સરસ રીતે રાખવા માટે સંજાણ ખાતે એક સ્તંભ ઉભો કરવાની સુચના આપણી કોમના મોટા ભાગને પસંદ પડી; તે વેળા એ સવાલ ઉપર આપણી કોમના સામાન્ય વર્ગને ઉપયોગી થઇ પડે એવી વીગતો આપવાની જરૂર જણાઇ તે ઉપરથી મે જાતે સંજાણની મુલાકાત લઈ ત્યાં આપણા ન્યાગાનોની આગલી વસ્તીને લગતી શી ગવાહીઓ હાલ મળે છે તે બાબે ફરીફરીને જોસ્તેજો કરી તેનું પરીણામ અત્રેના "જામે જમશેદ" પત્ર મધે આશરે ડઝનેક ચાલુ લખાણો મારફતે રજુ કીધુ જે લખાણોને ઘટતા સુધારાવધારા સાથ આ ચોપાન્યામાં એકઠાં કર્યાં છે અને હાલ જ્યારે સંજાણમાં સતંભ મુકવાને લગતી ઉપલી યોજનાએ નક્કરરૂપ લીધું છે અને તે માટેની જગા પણ નકકી કરી ત્યાં સતંભ ઉભો કરવાને ઠરાવ થયો છે અને હવે થોડા વખતમાં ત્યાં પાયો પણ નાખવામાં આવશે, ત્યારે ઉપલાં મારાં લખાણોનો સંગ્રહ મારા ભાઇબંધોને ઉપયોગી થઇ પડે એવા હેતુથી તે અત્રે ચોપાન્યાના આકારમાં રજુ કરયો છે.

વાંચનાર આ ચોપાન્યા ઉપરથી જોશે કે આ બાબેની ચર્ચા જ્યારે તાજી હતી ત્યારે તુર્તાતુરત એ સવાલને લગતી બની શકે તેટલી વીગત કોમ સનમુખ મુકવાના હેતુથી કેટલીક મને દોડાદોડી કરવી પડી હતી અને માત્ર ઉડતી મુલાકાતજ આપણા આ અસલી ન્યાગાનોની પવીત્ર તીર્થસ્થળની આપી હતી.

'સંજાણ' જે આગલ 'નવતેરી' તરીકે લેખાતું અને જેનો વીસ્તાર ૧૩×૯=૧૧૭ ચોરસ કોસ ગણાતો તેનો બહુજ નાનો ભાગ એ નામ તળે હાલ જણાયલો છે. ત્યાં દટાઇ રહેલાં ખંડીયરોથી માલમ પડે છે કે એ તરફ શોધ કરવા ખોદકામ વિગેરે કરવા માટે એક શોધક કમીટી (સર્વે પાર્ટી) ની ખાસ અગત્ય છે અને જો હજી પણ આ શોધ કરવામાં આવશે નહી તો હાલ જે કાંઇ સેજસાજ ઇધાણીઓ મલી આવે છે તે પણ નાબુદ થઇ જશે. એટલા માટે આપણી કોમને મારી ખાસ વીનંતી છે કે તદન મોડું થવા નહી પામે તેટલાં એક સર્વે પાર્ટીને નેમી તેની પાસે ઘટતી તપાસ સંજાણ અને તેની અતરાફમાં કરાવવી. વલી તે સાથ બારહોટના પાહાડ કે જ્યાં આપણા ન્યાગાનો પવીત્ર આતશની જાળવણી માટે જઇ ભરાઈ બેઠા હતા ત્યાંની તથા વાંસદા કે જ્યાં ત્યારબાદ આપણા કદીમ પુર્વજો ગયા ત્યાંની પણ સાથે સાથ શોધખોળ કરાવવી અતીશય જરૂરની છે. વાંસદા તરફ પણ સેવક શમસુલ ઓલમા ડા૦ જીવનજી જમશેદજી મોદી, મી૦ રૂસ્તમજી પેસ્તનજી કરકરયા, મરહુમ અરવદ એદલજી ફરશારપજી આંટયા તથા મી૦ રૂસ્તમજી કયાસજી મોદી સાથે ૧૯૧૩ ના સાલના માર્ચ માસમાં ગયા હતા અને એ મુલાકાતનું પરીણામ પણ ઉપલાજ 'જામે જમશેદ' પત્ર મારફતે માર્ચ-એપ્રીલ ૧૯૧૩ માં સેવકે આશરે ડઝનેક આર્ટીકલો છપાવી બહાર પાડયું છે જે વીશે હાલતુરત બોલવાની જરૂર નથી.

સંજાણ ખાતે સ્તંભ ઉભો કરવા સાંમે કેટલાંકો હાલ બારમી ઘડીએ વાંધો લેવા નીકલ્યા છે. તેઓ એ વીશેની દંતકથાને કાંઇપણ વજન આપાવાને ના પાડે છે, પણ તેઓ ભુલી જાય છે કે ઘણાએક દેશોની દંતકથાએ ત્યાંની તવારીખને જન્મ આપ્યો છે.

વલી તેઓ એવું કહે છે કે ફકત 'કીસ્સે સંજાણ' ને આધારે આપણે જણાએ છીએ કે આપણા ન્યાગાનો સંજાણમાં આવી ઉતરયા હતા. પણ એ કેતાબ-કે જેને ગયે સાલ મુકતાદમાં મેં એડીટ કરી છે-અને જે ત્રણસો વરસ ઉપર ફારસીમાં લખવામાં આવી છે તેનો આધાર દંતકથા ઉપર છે, તેને જે હાલ આપણને એક બીજી શાહદત જાણીતા ઓરીએન્ટલ સ્કોલર મી૦ જી. કે. નરીમાને પોતાના જુલાઇ ૧૯૧૬ ના ભાષણો મારફતે બતાવી

છે તે ટેકો આપે છે. વિરોધીઓ પુછે છે કે આપણા ન્યાગાનો તો આજ દોઢ બે હજાર અને તેથી વધુ મુદત અગાઉ હીંદુસ્તાન દેશ સાથ વેપારી સંબંધમાં આવ્યા હતા અને અત્રે છુટાછવાયા વસ્તા હતા માટે તેમનો એક કાફલો આ દેશ તરફ દીન સંબંધી પડેલા હાદેસાને લીધે કેમ આવ્યો હોય, પણ તેઓએ જાણવું જોઇએ કે આ બંને બાબદમાં કશુ ઉલટા સુલટું નથી.

મી૦ નરીમાન કહે છે કે એક આરબ ગ્રંથ 'ફતહે બુલ્દાન' માં લખ્યું છે કે આપણે જણાવેલાજ અરસામાં કેરમાનથી પારસીઓનો એક કાફલો જઝીયા કરના ઘાતકી પણાને લીધે આ દેશ તરફ આવી ઉતર્યો હતો.

વલી જેઓ એવો વાંધો લાવે છે કે સંજાણ મધે આપણા ન્યાગાનો એકબારગી આવ્યા પણ હોય તોબી તે બનાવ યાદગાર રાખવાની શી જરૂર છે? તેઓ ત્યારે કોઇપણ જાતની યાદગારીમાં માનતા હોવા ન જોઇએ, તેઓ ન્યાગાનોને લગતી તવારીખમાં કશો ભાગ લેતાજ ન હોવા જોઇએ. તેઓ આપણા Pilgrim Fathers નું દેશ છોડી પરદેશ જઇ વસવાના બનાવમાં કશી મહત્વતા યા અગત્ય જોતા હોવા ન જોઇએ. જે દેશ આપણે આપણું પોતાનું કરી લીધું અને જ્યાં આપણે આપણો પવીત્ર દીન ધર્મ છુટાપણાથી પાળી શકયે છીએ અને જ્યાં એ ધરમનો તુરી કેબલો—ઇરાનશાહ—આજ સેંકડો વરસ થયાં જાળવી રાખી શકયા છીએ, વળી જે દેશમાં મહાન ઇંગ્રેજ રાજઅમલ તળે આપણ જરથોસ્તીઓ આટલાં સુખી છીએ અને જાણે આપણું પોતાનું રાજ ભોગવ્યે છીએ અને જે દેશની બલવાન બાહેધરી હેઠળ હાલની ખુનખાર લડાઇના દઇત્યના દાંત વગેરે આપણને મુતલગ લાગતા નથી, તે દેશ તરફની પહેલી આમદને શું આપણ તુચ્છ ગણી વીસારી મેલવી જોઇએ? વલી આપણને હીંદુ ધર્મરાજા જાદવે આશરો આપી આપણને ધર્મનું છુટાપણું બક્ષ્યું એટલુંજ નહીં પણ આપણા પવીત્ર આતશની જાળવણી માટે અેલાહેદી જગા આપી તે રાજાના આવાં કીર્તીવંત કામને આપણે સહેલાઇથી ભુલી જવાં જોઇએ? ખચિત પારસી ટોળો એટલો બેવફા યા નગુણો નથી. આપણા જાહેર પુરૂષો જ્યારે પણ આ દેશની જનસેવા બજાવે છે ત્યારે કહે છે કે અમે પહેલાં હીંદીવાન અને પછી પારસી છૈએ. મર્હુમ સર ફીરોઝશાહ મહેતાએ વારંવાર જણાવ્યું છે કે જે સરજમીને તેમના વડવાઓને આશરો આપ્યો તે તરફ તેવણ જે રાજદવારી સેવા બજાવતા તે માત્ર ટુંક બદલો વાલવા જેવી હતી અને એજ મુજબ સંસારીક સુધારા હીંદુ કોમમાં કરવા માટે મર્હુમ શેઠ બેહરામજી મહેરવાનજી મલબારી અનેકવાર બોલતા કે જે દેશે મારા વડવાઓને આશરો આપ્યો તેની સેવા કરી તેવણ હેશાનનો સેજ બદલો વાલતા હતા.

સંજાણ સંબંધી એક બીજી મગરૂરી લેવા જેવી બાબદ જે આપણ આજવેર યાદ કરતા આવ્યા છીએ તે અરદેશર પહેલવાને હિંદુ રાજા તરફથી પોતાના બારસો હમદીનોની સરદારી લઇ જંગમાં જે બહાદુરી બતાવી તે વીષેની છે. આ લડાઇને લગતી પણ બને તેટલી તવારીખરૂપી શોધ કરવાની હાલ જરૂર છે. જે પારસીઓ આજે ઇંગ્રેજ રાજ્યને તેની લડાઇના એણના વખતમાં મદદ કરવાને તતપર છે, તેજ પારસીઓ આગળ હીંદુ રાજાની કુમકે ઉભા રહી 'જ્યાંસુધી હમારામાંનો એકજ જણ રહેશે અને જ્યાંસુધી અમારા બદનમાં એકપણ ટીપું રહેશે' ત્યાંસુધી હમે રાજકર્તા તરફથી લડવાને ચુકશું નહીં એવું બાપોકાર જાહેર કરતા હતા.

સંજાણનો હાલ ઉભો કરવા માટેનો સતંભ કેવો જોઇએ, તે ઉપરની તખ્તીઓમાં શું શું સમાવવું જોઇએ અને તે કેટલી ભાષાઓમાં આપવી તે અત્રે તવારીખની શાહદતો સાથે સમજાવ્યું છે અને આશા છે કે તે ઉપર હાલની સંજાણ કમીટી ઘટતું ધ્યાન આપશે. હજી પણ જો સંજાણની શોધ કરવામાં આવશે તો ત્યાં કદાચ અસલ પારસી સંસ્થાનની તથા તેમના દખમા તથા સગડીની નિશાનો પણ મલી આવશે.

મુંબઇ
સપ્ટેમ્બર ૧૯૧૬.

રૂસ્તમ બરજોરજી પેમાસ્તર.

# સંજાણ ખાતે યાદગારીના પારસી સતંભની હીલચાલ.

## (૧)

### સંજાણની ઉડતી મુલાકાત.

**ડટાઈ ગયલાં અસલ હીંદુ પાયતખ્તની જીવતી નીશાનીઓ—ત્યાં મલતા પારસી સંસ્થાનનાં સ્થાનીક પુરાવા—ત્યાંનો કીલ્લો, ત્યાંનો ચાલતો આંબો—દોખમું તથા સગડીની જગા—સતંભ ઉભો કરવા માટેની લાયક જગા.**

પારસીઓએ પોતાની સદીઓની સુસ્તી અને બેપરવાહથી તવારીખમાં જે પોતાને માટે આજ સુધી હલકો વીચાર બેસાડયો છે તેને ધોઇ નાંખવાને હાલ મોડી તો મોડી પણ કાંઇ જીવદાર ઉલટ પકડી છે તે સેહેજ સધ્યારો લેવાની વાત છે. તેઓએ ઇરાનથી આવી હીંદુસતાનમાં પહેલું સંસ્થાન કયાં સથાપ્યું તે સવાલનો હજી નક્કી નીવેડો આવયો નથી એ ખરૂં છે. વળી તેઓએ આ દેશમાં પહેલવેહલો પગ કયાં મેલ્યો—સંજાણમાં કે દીવમાં—તે સવાલનો હજી નીરણય થયો નથી એ પણ ખરૂં છે. એ સવાલો તપાસવા માટે અને નકકી સેવટ ઉપર આવવા માટે એક ખાસ અભયાસીઓની કમીટી નેમવાની જરૂર છે. હાલ કાંઇ દીવના દાવાના ટેકામાં યા સંજાણના સંસ્થાનની વીરૂધ બોલવું નથી. હાલનો વીશય ચોકસ હકીકત એક સીધાત લેખે સવીકારી આગલ વધવાનો છે. એ સવાલનાં જોકે જુદાં જુદાં સ્વરૂપ છે તોપણ તે મુળમાં એકજ છે.

તયારે હાલની મુખ્ય બાબદ એ છે કે સંજાણને આશરે ૧૧૦૦ વરસ ઉપરના પારસી સંસ્થાન તરીકે લેખવાને 'કીસસેએ સંજાણ' યા બીજા કાંઇ દસતાવેજી પુરાવા ઉપરાંત કાંઇ જુદી કીસમના પુરાવાઓ હાલ તે મથકની સ્થાનીક તપાસ લેતાં મળી આવે છે કે? અને જો મળાતા હોય તો એ પુરાવાઓ કયા છે? દાખલા તરીકે ત્યાં દખમું હોવાને લગતી વાતો આપણે કાને ઘણી પડી છે પણ તે વાતની હજી કોઇએ પુઠ પકડી સીદ્ધ કરી આપી નથી. ઉપલા હેતુથી ત્યારે અત્રેના આપણા એક વેળાના વહાલાં સંસ્થાન કે જયાંની રંગભુમી ઉપર આપણા એક બે નહી પણ એક હજારથી વધુ હમદીનોએ પોતાનો જીવ આપ્યો—અને તે પણ તે વેળાની રાજ તરફની વફાદારીના આપેલા કોલ પાળવાને ખાતર—તે પવીત્ર તીર્થ સથળની એક ઉડતી મુલાકાત લઇ ત્યાં જાતે પરપુછ અને તપાસ કરીને તેનું તાતપર્ય રજુ કરવાને યત્ન કરયો છે. અલબતાં આ કામ અધુરૂંજ હોવું જોઇએ. ભારે વરસાદ પડે તે આગમજ કરવું પડયું હતું કે પછી કાદવ કીચલમાં તણાવાને લીધે પુરાવાઓને પડતા મેલવા ન પડે. વળી એ કામ એકજ જણનું નથી, તે માટે અનેક જણાએ પારટી બની જાતે ફરી ત્યાં દીવસો રહી બારીક શોધખોળ ચલાવવાની જરૂર છે અને તે શોધખોળ કેવા ધોરણ ઉપર કરવી જોઇએ તેની અત્રે ઉપર ટપકેની સુચના કરી છે.

**નવ તેરી નગરી**—સંજાણનું અસલ નામ "નવ તેરી નગરી" લેખાય છે એટલે તેનો વીસતાર ૯ કોશ પોહોળો અને તેર કોશ લાંબો યાને ૧૧૭ ચોરસ કોશ જેટલો આગલા જમાનામાં હતો. હાલના મુંબઈ શેહેર કરતાં તે વેળાનું સંજાણ વીસતારમાં ચારગણું મોટું હશે.

**સ્ટેશનથી બંદર**—રેલવે સટેશન સંજાણથી નીકળી બંદર સુધી ઈંગરેજ સરકારે એક પાકી સડક આશરે દોઢ માઇલ લાંબી બાંધેલી છે અને તેની દર સાલ આપણું જાહેર બાંધકામ-ખાતું મરામત કરે છે. સટેશનથી થોડુંક આગળ ચાલતાં જુની સર જમશેદજીની ધરમશાળા જે પચરંગી કોમના ઉતારા માટે બાંધી છે તે ધયાન ખેંચેછે. વળી તેની નજદીક ખ્રીસતી ધરમના મીશનરીઓ આ નાનકડાં ગામડામાં પોતાનું ધામ કરી ગરીબ ગામડાંઓમાં પોતાનો ધારમીક ફેલાવો તથા લાગવગ ચલાવે છે.

**કીલ્લો**—સંજાણ સટેશનથી બરાબર એક માઇલને છેટે આ અસલ જમાનાની અચુક ગવાહી આપતો કીલ્લો ટેકરી ઉપર સડકથી આશરે ૩૦ ફીટની ઉંચાઇએ ઉભો છે. એ ટેકરી ઉપર જંગેજંગ ખજુરાંનાં ઝાડો દીસે છે. તેની આસપાસની દીવાલ અસલી કીલ્લાની સાબેતી આપે છે. એ કીલ્લો બંદર ઉપર ખાડી આગળજ આવ્યો છે કે જેથી ખાડી મારફતે આવતાં લશકર સામે શેહેરનો બચાવ થઈ શકે. તેને ચારે ખુણે 'બરજ' હતા એમ દીસે છે અને એ એવા બરજો હાલ પણ ખડા ઉભા છે. એ કીલ્લા ઉપર આગળ કુવો હતો તે હાલ પુરાઇ ગયો છે. એ કીલ્લો આજને કાલ તો ખેતી માટેની એક અચ્છી વાડી તરીકે કામે લાગે છે. તે ખાનગી માલેકીનો છે. તેના એક ભાગયા શેઠ ઇબ્રાહીમ દાઉદ નામના મોહોમેદન અને બીજા ભાગયા મુખી પટેલ છે અને તે આખા કીલ્લાની જમીન એમનેજ નામે સરવે ખાતાંના ચોપડામાં બોલે છે.

આ કીલ્લાની જમીન લાલ ઇંતરડીથી જાણે ચણી લીધેલી છે. તે ઇંતરડીઓ જે એક હાથ જેટલી લાંબી હોય છે તે લોકો કહાડી લઈ તેથી પોતાના મકાનો આજે પણ બાંધે છે. જેવી તેની હાલત આજ બે દાયકા ઉપર હતી તેવી તે આજે નથી. તે દીનપર દીન પાવરા અને કુહાડાના મારાથી વધુ અને વધુ ભાંગતુટ થતોજ જાય છે. આશરે પાંચ એકર જમીન (નજદીક ૪૦૦ ફીટ લાંબી અને ૩૦૦ ફીટ પોહોળી) ઉપર લગભગ બારસો ખજુરાં પંથરાયલાં હશે. એ ખજુરાંની તાડી ૩ આને ગયાલન વેચાય છે. તે ઘણી સારી કહેવાય છે. એ કીલ્લા ઉપરનો દેખાવ મનને તાજગી આપનાર અને આંખને ખુશ કરનારો છે. ત્યાંની હવા પણ ઘણી સારી હોય છે. સામી પાર તીમલી ગામ આવયું છે. બારતનો પહાડ પુર ઠાઠમાઠ સાથ સાત માઈલને છેટે ઉભો છે તોપણ જાણે પા અરધો માઇલ હોય એટલોજ દુર હોય તેમ તે લાગે છે.

દક્ષીણે સોલસંબા તથા દલીયર ગામ આવયાં છે. ડુંગારી, ગરીગામ, વડવાર એ પુર્વ દીશાએ પંથરાયાં છે. ત્યાં ખાડી વાંક લઇને જાય છે. પેલી પાર જોશો તો ઉમરગામ આવયું છે. ખાડી દીનપર દીન પુરાતી જઇ ત્યાં ઝાડ ફરી વળે છે. એ જગા ખરી કીલ્લાને લાયકનીજ ઉંચાઈ ઉપર આવેલી છે. અને આગલા રાજાનો મહેલ તેમાં હોય તો કશી નવાઇ નથી. પણ અફસોસ કે વખતના મારાથી જયાં રાજવંશીનો વસવાટ હતો ત્યાં આજે ગરીબોનાં ખેતરો થયાં છે અને વરસો વરસ તેની છાતી ઉપર કુહાડીના ઘા પાડી તેના ભીતરનો ખજાનો નવી ઇમારત બાંધવા માટે નફકરે જીવે ઉપાડી લઇ જવામાં આવે છે! તેને અટકાવનાર શું કોઇ ન મળે? પાંચ એકર જેટલી જમીનને જાળવી રાખવાને કોઈ પારસી લોહી ન ઉછરે? આવા એક અસલી જમાનાના ખંડીયર ઉપર નામદાર સરકારે દેખરેખ રાખી તેને જાળવી રાખવો જોઇયે તેવું કશું ત્યાં નથી એ

અફસોસની વાત છે. કીલ્લાનો બરૂજ એક નાકે એલાહેદો આવેલો છે. તેની ઉપર ગાળો પાડેલો છે, ત્યાં તે જમાનાની મસ મોટી તોપ ગોઠવાઇ હશે. જેવા કીલ્લા અને બરૂજ પોર્ચ્યુગીઝોએ ખાડીને નાકે દીવ, દમણ તથા બીજાં મથકોએ ઉભા કીધા છે, તેવોજ આ કીલ્લો અને તેના બરૂજ પણ દીસે છે. બરૂજની મેડી ચોખંડી, તેનો કરોહ છ ફીટ જેટલો પોહોળો છે. તે આજ સદીઓ પછી જેવી હાલતમાં છે તે ઉપરથી અસલ જમાનામાં ચુનો કેવો મજબુત હશે તે બતાવે છે. આ જગા સતંભ ઉભો કરવાને કેવી લાયક છે તે હેઠળ જોઇશું.

**ચાલતો આંબો**—આ અજબ જેવો આંબો ભીલવાડી મધે કીલ્લાની ઉત્તરે અને દખમાની દક્ષીણે સડકની નજદીક એક ટેકરી ઉપર સુતેલો છે. તેના નામ પ્રમાણે તે ચાલતો આંબોજ છે એવું નીચલું વાંચવાથી જણાશે. કહે છે કે તે મુદતે મુદત પોતાની અસલ જગા છોડી ચાલતો જાય છે. તેને સંજાણના લોકો ઉફરો આંબો કરીને પણ કહે છે. 'ફરદન આંબો' કરીને તેનું નામ મારા સાંભળવામાં આવયું નથી. એ નામ કદાચ 'ફરતો' આંબો હશે. આ આંબાની ખુબી એવી ધારવામાં આવે છે કે તેણે જગા બદલી છે. તેનું થડ જમીનની ઉંચાઇએ જવાને બદલે જમીનની સીધી લીટીમાં જાય છે અને તેનાં ફણગા ઉપર જવાને બદલે પાછા જમીનમાં પેસે છે અને મુળીયાં લે છે. જેવાં મુળીયાં જમીનમાં જડ ઘાલે છે તેવુંજ અસલ થડ નાશ પામવા માંડે છે અને સેવટે તે થડ ઉખડી જાય છે ત્યારે પેલાં મુળીયાંવાળો ભાગ થડ બને છે. એ રીતે એકજ વાર મુળીયાં લેતાં ૧૫ યા ૨૦ ફીટનો તફાવત પડે છે અને જેમ જેમ નવાં મુળીયાં થડ પકડી જમીનમાં વલે છે તેમ તેમ અસલ મુળયાનું થડ સુકાઇ મરી જાય છે એટલે લોકો તેને કાપી લે છે. એ રીતે આ ઝાડ એક રીતે નવી નવી જગા લે છે અને તેનું થડ માલમ પડતું નથી તે સમજી શકાય તેવું છે. એવાં creeping stems કાંઇ ઝાડપાનની વીદયાને અંજાણાં ન હશે. ઉપલા આંબાનું થડ અસલ ૨૫ ફીટ દુર વાડ પાસે હતું ને હાલ ખસી ખસી હાલની જગા ઉપર આવ્યું છે. તેની વધજ ઉંચાઇએ થવાને બદલે પોહોળાઇએ થાય છે. તેના ડાખલાંઓ ઉપર ચહડવાને બદલે જમીનમાંજ ચાલે છે. હાલ તેની દસ ડાલીઓ દીસે છે અને તેનો વીસતાર આશરે ૭૫ ફીટ હશે. એ આંબા ઉપર હાલ સીંદુરી રંગની કેરી થાય છે. હાણુ સાલ જેમ ગુજરાતના કેટલાક ભાગોના બીજા આંબાઓ ઉપર ફળ નથી તેમ આ આંબા ઉપર પણ ઝાઝા નથી. આ આંબો ખાનગી માલેકીની જગા ઉપર છે. તેનો માલેક પણ કીલાનો ધણી શેઠ ઇબ્રાહીમ દાઉડ છે.

**સગદી**—કહે છે કે આ આંબાની જગાએ અસલ પારસીઓની સગદી હતી. હવે આંબો ઉપર કહયું તેમ ચાલતો રહયો છે ત્યારે તેની કયા જમાનાની જગાએ સગદી હશે તે ચોકસાઇએ કહેવાતું નથી. હાલ તે દોખમાની એવી સીધી લીટીમાં આવ્યો છે કે ત્યાં સગદી રાખી બતી મુકી હોય અને તે બતીની રોશની અસલ દોખમામાં પડી હોય એ બનવા જોગ છે. પણ ઉપર કહયું તેમ આ આંબો તો ફરતો રહયો છે ત્યારે શું તે અસલ જયારે દોખમું વપરાતું હતું ત્યારે તેની અસલ જગાએ સગદી આવી હશે? જે ટેકરી ઉપર હાલ તે અરડાઇ પડયો છે તે ગોળ આકારની ચોપાસ મેદાનથી ઉંચી છે.

ઉપલાં સંજાણના આંબા જેવા બીજા વીચીત્ર પ્રકારના ઝાડો આપણા દેશમાં વખણાઇ ગયાં છે. ભરૂચની નજદીક સુકલ તીરથ જયાં થાય છે ત્યાંનું કબીર વડ પણ પુરાણું ઝાડ છે. તેની હેઠળ એક વેળા એક આખું લશકર આશરો લઇ શકતું એવું જે કહેવાય છે તેની કેટલીક નીશાનીઓ આજે પણ મોજુદ છે. વલી કલકતાની હુગલી નદીને પેલે પાર જયાં બોટેનીકલ ગારડન છે ત્યાં એક જબરૂં મોટું રાક્ષસી માંડવાના આકારનું ઝાડ છે તે ઝાડનાં મુળીયા સીધા

જમીનમાં જઇ તેના નવા નવા તંતુઓ જાણે બનયા છે જેમની સંખયા એકસો ઉપર ગયલી આપણે જોઇ છે. વલી એક બીજુ વીચીત્ર પ્રકારનું ઝાડ મધરાસ તરફ ગુનતેકલની નજદીક તપબતરી આગળ આવ્યું છે. તે ઝાડ તેના થડથી આગલ લંબાઈ વળી જઈ પાછું ઉગી ત્યાં આવેલી એક પીરની ઘોર ઉપર છાયો કરે છે, એ રીતે જોતાં ઉપલો ફરતો યા જીફરો આંબો તેના વીચીત્ર વીલક્ષણ માટે આપણું લક્ષ ખેંચે છે. તેના જેવાં થડને બેન્ટલી અને ગ્રીન પોતાની બોટનીમાં rhizome અથવા creeping stem ની ઉપમા આપે છે તે ઉપરથી જણાયછે કે એવાં ચાલતાં ઝાડ કાંઈ ઝાડપાનની વીદયામાં તદન નહી જણાયલાં નથી. મજકુર આંબાને ' ઝીફરો ' આંબો કહે છે કારણકે ફળના ભારથી તેનાં ડાલાંઓ ઝીફરાઇ એટલે ઝીલાઈ અથવા લચી ગયલાં છે.

**ચાલતો આંબો અને ઝાડપાનની વીદયા**—એ આંબાએ પોતાની જગા બદલી હોય એ સાદી નજરે ઘણાંકોના માનવામાં આવતું નથી પણ આજની ખુદ ઝાડપાનની વીદયામાં એવાં ઝાડો તથા વેલાઓનું બયાન આવ્યું છે. કુદરતના ફાંટાનો કાઇ શુમાર નથી. સેંકડો વરસ ઉપરના આ આંબાની જગાએ આગળ આશરે બારસો વરસ ઉપર દોખમાની નજદીકની સગદી હતી એવું ધારવામાં આવે છે. તે કેમ ચાલી શકયો હોય તે ઉપલી વીદયા સમજ પાડે છે.

પેટે ચાલતાં ઝાડની નીચલી બે જાત વીશે મી૦ ગ્રીન પોતાની Manual of Botany માં વર્ણન કરે છે:—

"*The Rhizome or root stock*—This is a *prostrate* thickened stem or branch running along the surface of the ground or more generally partly or entirely beneath it, and giving off small roots or outlets from its lower, and leaves and beds from its upper side. These stems *creep for a long distance* in this way, and have their upper surface then marked by scars.

*The creeping stem*—This kind of stem is a slender branch which runs along beneath surface of the earth, omitting small roots from its lower side, and buds from its upper, in the same manner as the rhizome" (p. 44-5)

જે ઝાડની ડાંખળીઓ સીધી ઉગવાને બદલે જ્યારે ગોળ આડી પડે છે અને તે જમીનની સપાટી ઉપર લચવા માંડે છે ત્યારે તેવાં ઝાડો ઘણી વેળા "લાંબા છેટા સુધી પેટે ચાલે છે" એમ ઉપલો વીદવાન સવીકારે છે.

**એવાં ઝાડ શું કામમાં આવતાં હશે?**—કુદરતનાં કામમાં ફાંટાખોર ચકરમપણું જયાં જણાય છે ત્યાં પણ કાંઈ ભેદ હોય છે તે ઉપલા ચાલતા આંબા જેવાં ઝાડોના બાબમાં વીદયાએ શોધી કહાડયું છે. કોઇ વેળા એવાં ઝાડ દરીયે કાંઠે ઉગે છે તે વેળા તે કાંઠેની રેતીને ઉડતી અટકાવવાને કામ લાગે છે તે ઉપલાજ વીદવાનના નીચલા ફકરા ઉપરથી જણાશે:—

"In some instances such stems serve useful purposes in nature. Those of the Sand Sedge or Carix, by spreading through the sand of the sea-shore and in this way binding it together, prevent it from being washed away by the receding waves."

આ આંબો જોવાથી એવાં ચાલતાં ઝાડનો ખ્યાલ તરતજ આવી જાય છે. ખરૂં છે કે ઈંગ્રેજી વીદયામાં ચાલતા વેલાઓ મળે છે પણ એવાં ઝાડો ઘણા અસાધારણ છે અને તેથીજ સંજાણવાળો તે આંબો વખણાયલો છે.

**સગડીવાળી જગા આગળ શોધખોળની જરૂર**—આ આંબા હેઠળની અને તેની આસપાસની કહેવાતી સગડીવાળી જગા પહેલી તકે હાથ કરી આપણા હમદીનોએ ખોલવી જોઇયે છે. તેમ કીધાથી કદાચ તેમાંથી નહી ધારેલી અગતયની નીશાનીઓ, સીકકાઓ વગેરે મળી આવે. અસલી દોખમાની નજદીકમાં એ જગા આવેલી હોવાથી ત્યાં આગળ સગડી હોય એ નહી બનવા જેવું નથી. જયારે બારસો વરસ ઉપર પારસીઓની સંજાણમાં વસતી હતી અને જયારે તે વસતી હજારોની હતી ત્યારે ત્યાં દોખમુ હોવુંજ જોઇએ અને આપણી કદીમ રીત મુજબ દોખમામાં અજવાળું પાડવા માટે ચોકસ લીટીએ સગદી પણ બનાવેલી હોવી જોઇયે. જયારે સંજાણમાં વસતાં જુનાં માણસો બાપદાદાને મોહોડેથી સમજેલી દંત કથા રજુ કરતાં આ જગા ઉપર સગદી હતી એમ કહે છે ત્યારે તેના સંબંધી પુખ્ત ખોળ કરવાની આપણી કોમની ફરજ છે. એ કામ કાંઇ ભારે નથી. વળી નથી તે મોટા ખરચનું.

**દોખમાની જગા**—ઉપલા યાદગાર આંબાની ઉતરે આશરે પાંચશો કદમ દુર ખતલવાડની હદમાં એક નાની ટેકરી આવી છે તે જગા અસલ દોખમાની જગા તરીકે ઓળખાવવામાં આવે છે. તેની ઉપર અનદુસરી તથા બોરડીનાં ઝાડ છે. જો આ ટેકરીની અંદર ખોદકામ કરવામાં આવે તો ત્યાં આપણા અસલના નયાગાનોનાં હાડકાંઓ કદાચ મળી આવે. કાંઇ નહી તો કુવો તો જરૂર મલવો જોઇએ અને દોખમાંનો પાયો નાખતાં જે સીકકાઓ વગેરે નાખ્યા હશે તે પણ મળવા જોઇએ.

**દોખમાની દીવાલ એક માછીનાં મકાન માટે કામે લાગી!** માત્ર એક દાયકાની વાત ઉપર જાણીતા પ્રોફેસર જેકસન જયારે આ દેશની મુલાકાતે આવ્યા ત્યારે સંજાણની તેવણે ભેટ લીધી હતી તે વેળા તેવણે આ દોખમાની ફરતી દીવાલનો એક ભાગ દીઠેલો કહેવાય છે. પણ હાલ તે દશ વરસના ટુક અરસામાં નાબુદ થઇ છે. કહે છે કે એક માછીએ આ દીવાલની ઈંટ ભાંજી પોતાનું મકાન ઉભું કીધું છે! આ દોખમાની દીવાલ તથા દરવાજો મોટી ઉમરના પારસીઓએ પોતે પણ માત્ર વીસ વરસ ઉપર જોયાં હતાં. આ દોખમું આજ આશરે એક હજાર વરસ ઉપરનું જુનું હોવું જોઇએ. આ જગા ઉપર બહુ અચ્છી હવા ફુકે છે કારણ કે ઉંચાણ ટેકરી ઉપર તે આવી છે.

**ધરમશાળા**—અત્રે સ્ટેશન આગલ પચરંગી કોમો માટેની જરથોસ્તી સખાવતથી બંધાયલી ધરમશાળા ઉપરાંત બીજી ધરમશાળા કાંઠા આગળ વીકાજી મેહેરજીની છે. આ છેલ્લી બીસમાર હાલતમાં હતી તેમાં છેલ્લાં થોડાં વરસમાં બહુ સુધારો થયો છે. તેને બાંધવા માટે કીલ્લાનો પથર ઉપયોગમાં લીધો છે. તેને સમારવામાં અત્રેના આગેવાન હીંદુ વેપારી શેઠ હરીવલભે મોટો હીસ્સો આપ્યો છે. એ ધરમશાળાની પાછી મરામત કરી તેને નવેસરથી બંધાવવામાં આવી છે. જે વીશેની નોધ કયે લેવાયલી ન હોવાથી અત્રે તેની તખતીની નકલ જે મેં જાતે ઉતારી લીધી છે તે રજુ કરૂં છું:—

**તે ઉપરની તખતી**—"મરહુમ શેઠ વીકાજી મેહેરજી તારાપોરવાલાની માલેકીની આ મીલકતના કમપાઉંડમાં આગળ એક મકાન હતું તે નાદરસ્ત થવાથી તેમના વારસ અરદેશર મેહેરજીભાઈ વીકાજીએ આ મકાન નવું બંધાવી અત્રે આવતા જતા સરવે લોકોના હંગામી વાપરવા

માટે આજ રોજે ખુલ્લું મુકયુ છે. શ્રી સંજાણુ તા૦ ૨૭ મી માહે જુલાઇ ૧૯૦૭ પારસી શેહેનશાહી રોજ ૧૭ મો માહા ૧૧ મો સને ૧૨૭૬ યઝદેજરદી, સનીવાર."

અજાયબ જેવું છે કે આ ધરમશાળાની તખતીની કોઈ પણ ઠેકાણે નોધ નથી. આ ધરમશાળાના કમપાઉંડમાં શેઠ હરીભાઇ પ્રેમાનંદ મથુરાદાસની માલેકીનું રહેવાનું ઘર છે તે પણ પચાસ વરસ પછી આ ધરમશાળાને સ્વાધીન કરવાને ગોઠવણ થઇ છે.

**વીકાજી મેહેરજીવાલી ધરમશાળા**—આ ધરમશાળા ઇ૦ સ૦ ૧૮૩૬ ના સાલમાં બંધાઈ હતી અને તે પછીના અરસામાં તે બીજીવાર બંધાવી આપી હતી. ૧૮૯૪ ના સાલમાં મી૦ દા. એ. તારાપોરવાળાએ વીકાજી મેહેરજીના ખાનદાનની તવારીખમાં જણાવ્યું છે કે પ્રથમ એક નાની ધરમશાળા બંધાવી આપવામાં આવી હતી પણ વખતના વેહેવા સાથ આ ધરમશાળા પરાગંદેહ થઇ જવાથી તેને ઉખેડી નાખીને નવેસરથી હાલની મોટી ધરમશાળા બંધાવવામાં આવી હતી. શેઠ વીકાજી મેહેરજીએ બંધાવેલી સઘળી ધરમશાળાઓમાં સંજાણુની ધરમશાળા સીધી, મોટી, મજબુત તથા કુશાદે હતી અને તેને બાંધતાં તેમની બધી ૧૬ ધરમશાળા કરતાં બેવડો ખરચ થયો હતો. આગળ રેલવે તેમજ સ્ટીમરની ગેરહાજરીમાં પગ રસતે મુસાફરી કરનારાઓને તે મોટી આશીરવાદ સમાન હતી. મરહુમ શેઠ વીકાજી મેહેરજીને સંજાણુ સાથ નીકટ સંબંધ હતો. સંજાણુનો મામલો એ મરહુમ વીકાજી મેહેરજીના તાબામાં હતો અને એ પ્રગણાનું અંદરનું કામ ઉમરગામમાં શેઠ જીવનજી રતનજી પટેલ (દવીયરવાળા) ચલાવતા. ખા૦ બા૦ બહમનજી બેહેરામજી પટેલ પોતાના 'પારસી પ્રકાશ' માં જણાવે છે તેમ મુંબઇથી ગુજરાત ખાતે આગલા વખતમાં પગ રસતે જવું પડતું હતું તે વેળા મુસાફરોના ઉતારાને કાજે અત્રેથી સુરત લગણ રસતામાં જેબી ધરમશાળાઓ બંધાયલી હતી તે સઘળી પારસીઓનાજ પઇસાથી બંધાયલી હતી.

**પ્રખ્યાત કુવાઓ**—સંજાણુની અસલના જમાનાની યાદગાર જગ્યામાં તેનો કીલ્લો, ચાલતો યા ફરતો આંબો, દોખમુ અને સગદીવાલી જગા ઉપરાંત તેના કુવાઓ છે. ત્યાં જગેજગ કુવાઓ મલે છે પણ ત્રણ કુવા ખાસ વખણાયલા છે જેમના નામ અગીઆરીનો કુવો, ભીલ વાડીનો કુવો તથા પીરનો કુવો છે. ત્યાંના બીજા ઘણાક કુવાઓ હજી જમીનમાં ડટાઈ પડેલા હશે. કાંઈ નહી તો આશરે એક હજાર કુવાઓ આ નાનકડાં વીસતારમાં આવ્યા હશે જે ત્યાંની એક વેળાની મોટી વસતીનો પુરાવો આપે છે.

**અગીયારીનો કુવો**—બંદર ઉપર જવાના રસતા ઉપર જમણા હાથ ઉપર માછીવાડમાં ઉતરવાનો રસતો આવે છે. ત્યાં એક ખાડો છે તેને અગીયારીનો કુવો કરી કહે છે. જો આ ખાડો ખોદવામાં આવે તો ત્યાંપડેલું ઘણુંક ઉપયોગી મળી શકે. એ કુવાવાલી જમીન હાલ સરકારની માલેકીની કહેવાય છે, ત્યારે બીજી જરથોસતીઓને લગતી અગત્યની જમીન ખાનગી માલેકીની છે. કહે છે કે એક વેળા આ કુવામાંથી આખું સંજાણુ પાણી મંગાવી પીવામાં વાપરતું હતું અને અસલના જમાનામાં એ જગા ઉપર અગીઆરી હતી જેને લગતા કુવાની જગા તરીકે ઉપલો ખાડો બતાવવામાં આવે છે.

**ભીલવાડીનો કુવો**—ચાલતા આંબાની સામે દક્ષીણ તરફ આ કુવો આવેલો છે. તેની આસપાસ ભીલ લોકોની આગળ વસતી હશે એવું મનાય છે. આ કુવાનું પાણી તનદરોસતીને

બહુ લાભ કરનારું લેખાય છે. કોઈ કહે છે કે તે પાણી પીધાથી ખહીના દરદીઓને બહુ લાભ થાય છે. એ કુવો અસલનો છે અને ઘણાક લોક ગુજરાતનાં જુદાં જુદાં મથકોએથી આવી ત્યાંનું પાણી પીએ છે.

**પીરનો કુવો**—બીજો જાણીતો કુવો 'પીરનો કુવો' તરીકે ઓળખાય છે. એ કુવા આગળ પીરની દરગાહ છે તે પુરાણો કુવો હતો પણ બીસ્માર થવાથી થોડુંક થયું તેની પાછી મરામત કીધી છે. એ કુવો બહુ ઉંડો લેખાય છે. એ કુવો બંદર ઉપર કણબીના વાડામાં આવેલો છે. તેની આશરે ૧૨ હાથ મધ્યરેખા (diameter) અને ૨૫ થી ૩૦ હાથ ઉંડાઈ હશે.

**કીલ્લાનો કુવો**—વળી એક બીજો અગત્યનો કુવો કીલ્લામાં છે એવું ધારવામાં આવે છે. સંજાણના જાણીતા મેમણ વેપારી શેઠ ઇસમાઈલ દાઉદ જણાવે છે કે તેમના કાકા જેવણનું નામ મી૰ મહમદ નાનાભાઈ કરી હતું અને જેવણ ૧૦૭ વરસની વયે લગભગ ૮ વરસ ઉપર ગુજરી ગયા તેવણ કહેતા હતા કે કીલ્લામાં એક કુવો છે અને તેમાં પુશકળ ખજાનો છે જે અસલવારેથી ત્યાં દટાઈ રહેલો છે.

**ચોમાસાંમાં પડતા તડાકા**—પણ એવું તો બીજું ઘણુંએક સંજાણમાં ડટાયલું હશે. કહે છે કે આ એક વેળાના રાજધાનીના શેહેરમાં એટલું બધું સોનું રૂપું અને જવાહીર હતું કે તેની નીશાની આજે પણ દર સાલ મળી આવે છે. જમીનમાં ડટાયલા કીમતી પથરો પદારથો તથા દાગીનાઓ ચોમાસાના ધોધમાર વરસાદ પછી સપાટી ઉપર તરી આવેછે જેથી લોકો તેમાથી કાંઇને કાંઇ ચીજો તથા જુના સીકકા વગેરે દર વરસ મેળવે છે. અત્રેના શ્રીમંત હીંદુ રહીશ શેઠ હરીભાઇ તથા તેમના બાપ બપાવાએ એ ધંધામાં ભારે દોલત મેળવી હતી. તેમના વડવા શેઠ મથુરાદાસ ગરીબાઇને લીધે નવસારીથી ઘાસના ગાડાંમાં નસીબ અજમાવવા આવેલા તેઓ અને તેમનું કુટુંબ આજે વેપાર વંધાની બરકતથી લખોપતી થયું છે. તે કુટુંબે આ અસલ જમીનના જુના ટુકડાઓ વેચાતા લઈ તેનું મોટું દામ ઉપજાવવાનો સાહાસ માથે ઉડાવ્યો હતો અને તેમાં સારી કમાણી કીધેલી કહેવાય છે.

**સીકકાઓ**—અત્રેના ઘણાક લોકો પાસ અસલી સીકકાઓ પડેલા છે જેને અસલી તવારીખના અભ્યાસીઓએ વીદયાના લાભ અરથે જો હજીબી હાથ નહી કીધા તો હવે પછી તે કદાચ સદાના ગુમાઈ જાય. કેટલાક સીકકાઓ ઉપર ગધેડાની સબી મળે છે. તેને અસલી બેહેરામગોર સાથ તો કાંઈ સંબંધ ન હોય? વળી રાજા ગવેસંગ બરોડીઆ થઈ ગયા તેમના વખતના સીકકા પણ અત્રે નીકળે છે. બીજા કોઇક સીકકાઓ ઉપર અસલી રાજાઓના નામ છે જેમાંના કેટલાક શમસુલ ઓલમા જીવનજી મોદીને હાથ આવ્યા છે એવું નારગોળ અને સરોંડાના પારસીઓ તરફથી મારા સાંભળવામાં સંજાણ મધે આવ્યું હતું.

**અસલી વીટી**—અત્રેના એક રહીશ શેઠ સીતારામ આપાજી મહાતરે જેવણ લાકડાંનો વેપાર કરેછે (અનેજેવણે શેઠ બેહેરામજી મલબારી, મીસ મેના વગેરેની સંજાણ તરફની મુલાકાત વેળા ત્યાંની ધરમશાળાનો ફોટો તેમને એનાયત કરયો હતો) તેવણની પાસે એક વીટી મેં જોઈ છે કે જે સંજાણ મધે અસલ પારસી સંસથાન હોવાનો કાંઇક પુરાવો આપે છે. આ વીંટીનું નંગ માણેકના જાતનું છે. મજકુર મી૰ સીતારામ કહે છે કે દશ વરસની વાત ઉપર ફરતા આંબાવાળી જગાએથી તે નંગ મને મળયું હતું. આ નંગ માહે જોતા તેમાં અરધો માણસ અને અરધો સીંહ યા ગોધો નજરે પડે છે.

આ આકરતી જેને minotaur કહેછે તેવી આકરતીએ અસલ પરસી પોલીસના કોતરકામમાં જોવામાં આવેછે તેની નકલ અત્રે બજારગેટ સ્ટ્રીટ મધેની માણેકજી શેઠની અગીયારી મધે તથા ત્યાંના બહમનજી બાવાના ફુવારા મધે જોવામાં આવે છે. માણુસ એટલે મન શકતી અનેસીંહ અથવા ગોધો એટલે જોર એ બંનેનો સંબંધ બહુ અરથસુચક છે. જે પારસી અસલ ચીત્ર આપણી સગદીની જગા આગળથી પેલાં નંગ મધે મળી આવયું છે તેની તપાસ આપણામાં ઉભી થનારી શોધક પારટીએ કરવી જોઇયે છે.

**અસલી લેખવાળું પતરૂં**—એજ રીતે એક મેહેમેદન ગ્રહસથને અસલી લખાણો સાથનું એક ત્રાંબાનું એવડું પતરં મળ્યું હતું. તેના બંને ભાગો તારે બાંધેલા હતા તે થાણાના કલેકટરે જોવા લીધું હતું અને જોઇને તે પાછું વાળયું હતું. આ પતરાંને તેનો ધણી જીવની કાની સંભાળતો હતો. આ પતરાં ઉપર જે લેખ છે તેની મતલબ એવી કહેવાય છે કે ગ્રહણને દીને સોમેશ્વર બ્રાહમણને દાન આપવામાં આવ્યું હતું તે બતાવે છે, તે સંજાણમાં હુસેનજી કાલયા કે જે ખેતીનું કામ કરે છે તેના વાડામાંથી મળેલું કહેવાય છે. આ પતરાંની તપાસ પણ આપણે લેવી જોઇયે છે.

**સર દીનશાહ પીટીટવાલો પથર**—અત્રેથી એક વેળા મરહુમ પહેલા સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ નારગોલ ગયા હતા તે વેળા તેવણને હાથ એક મોટો પથર લાગો હતો જેની એક ગમ સુરજ અને બીજી ગમ ચાંદની આકરતી હતી. તે ઉપર અસલ લેખ કોતરેલો હતો જે સંસકરત જેવો દીસતો હતો. આ પથરનો કેટલોક ભાગ જમાનાના મારાથી તુટી ગયલો છે તોપણ તેનો લેખ કેટલેક ઠેકાણેથી વંચાઇ શકાય છે. આ પથરને મરહુમ સર દીનશાહે અત્રેની રોયલ એશીયાટીક સોસાયટીને ભેટ કીધો છે જે ટાઉન હોલમાં જનારાઓના જોવામાં આવે છે એમ કહેવાય છે. એ પથરને પણ આપણા હમદીનોએ ઉકલાવવો જોઇયે છે.

**દેવ તરીકે પુજાતો પથર**—એક બીજો અસલી લેખ સાથનો પથર ઉમરગામથી હોડીમાં બેસી સંજાણ આવનારાઓની નજરે પડે છે. એ પથરને માછીઓએ ઉભો કરી તેને દેવ તરીકે પુજે છે તે ઉપરનો લેખ શું છે તે તપાસવાને હું ઉપલી શોધક પારટીને ભલામણ કરૂં છું.

**જુની જેલની જગા**—કહે છે કે આજ પંદર વરસની વાત ઉપર બાણા પટેલના વખતમાં અને બંદરનો ડકકો છે ત્યાં પીપળાનાં ઝાડ આગળથી એક જુની બેડી મળી હતી અને તે ઉપરથી એવું અનુમાન કરવામાં આવે છે કે તે જગાએ અસલના વારામાં કાંઇ બંદીખાનું હશે. એ જગાની પણ શોધ કરવી જોઇયે છે.

**ચોર આમલો**—ફરતા આંબા અને દોખમાની ટેકરીની વચે એક મોટું ચોર આમલાનું ઝાડ પડયું છે. કહે છે કે એ ઝાડનું થડ કોતરી તેમાં ભીલો ભરાઈ રેહતા અને સંજાણ તરફના અંજાણા મુસાફરો ઉપર રાતને વખતે છાપો મારતા.



# (૨)

## આજનું સંજાણ.

### ત્યાંની વસ્તી—સંજાણના આજના પારસીઓ—ત્યાનો વેપાર તથા મુખ્ય વેપારીઓ.

**સંજાણની વસ્તી**—સંજાણની મુખ્ય વસ્તીજ મેમણો અને હીંદુઓની છે. મેમણો જેઓ ઉપલા વર્ગના છે તેઓ ત્યાં ધંધા રોજગારમાં ઠીક મચી ગયલા છે. ત્યાંની ખુદ અસલ વસતી દુબરા, લાલ્યા, માછીઓ, ખેડુતો તથા ગાડી હાંકનારાઓ વગેરે ગરીબ વર્ગની છે. ત્યાં મુસલમાનોનાં આશરે એકસો ઘર છે અને વાણીયા વેપારીઓનાં માત્ર ત્રણેક ઘર છે. અત્રે મી૦ ઇસમાઇલ દાઉદ નામે એક મોટા લાકડાંના વેપારી બંદર આગળ રહે છે, બીજા વેપારી મી૦ ઇબ્રિાહીમ દાઉદ કીલ્લાના ધણી છે. અત્રેના મી૦ હરીભાઇ નામના વાણીયા મોટો વેપાર ગેરંટી બ્રોકર તરીકે કરેછે. તેમનું મુખ્ય મથક ઉમરગામ છે.

**સંજાણના પારસીઓ**—પારસીઓના આ અસલી સંસ્થાનમાં આજે ફક્ત ત્રણેક પારસીઓ છે. સ્ટેશનની નજદીક એક ગામડી દારનું પીઠું છે ત્યાં બે પારસી બાપ દીકરા નામે નરસંગજી વીકાજી વાડીયા તથા સોરાબજી નરસંગજી વાડીયા રહે છે. બાપ દારૂ વેચે છે અને દીકરો ટાંગો ભાડે ફેરવે છે. બીજા એક પારસી લાકડાંનો વેપાર કરે છે તેવણુ બંદર નજદીક રહે છે. તેવણનું નામ શેઠ દીનશાહ મનચેરજી મોબેદ કરીને છે. વળી હાલ વાંદરેથી લાકડાંના વેપારને કાજે મી૦ ધનજીશાહ કરીને એક પારસી સંજાણમાં થોડુંક થયું અવાર નવાર જઇ રહે છે એજ મીસાલ મુંબઇમાં પણ બસો વરસ ઉપર માત્ર ત્રણ પારસીઓ વસતા હતા. ૧૮૩૯ ના સાલમાં જ્યારે પ્રખ્યાત પાદરી વીલસન પુનાવાળા રેવરંડ જોન મીચલ સાથે સંજાણમાં પારસીઓને લગતી ત્યાં ચાલતી કંઇક દંતકથા એકઠી કરવાને ગયા ત્યારે પણ ત્યાં તેઓ કહે છે કે એક બે પારસી ઘર હતાં. પાદરી વીલસન નારગોળને અસલ સંજાણનોજ એક ભાગ માને છે કે જ્યાં તેમને વધુ પારસી વસતી જણાઇ હતી. પણ ત્યાં 'કીસસે સંજાણ' માં જણાવેલી હકીકત સીવાય બીજી કશી દંતકથા તેને મળી ન હતી. સંજાણથી નજદીકનાં ગામમાં એક જરથોસતી નામે મી૦ દીનશાહ આદરજી વાડીયા કરી રહે છે; પણ સંજાણની આસપાસનાં કેટલાંક ગામડાંઓમાં આજે પણ સારી પારસી વસતી છે. નારગોળ મધે આશરે ૧૫૦ પારસી ઘરો છે ત્યારે તેની નજદીકના સરોંડા ગામમાં ૫૦ પારસી ઘરો અને ૧૭૦ માટીડા છે. જાંહબોરડીમાં આગળ ચાર પાંચ ઘર હતાં. તેના વસનારાઓ પડોશનાં બોરડી ગામમાં જઇ વસયા હતા અને ત્યાં ૩૦ જાથુકના માટીડા વસે છે. તેની નજદીક ત્રણ માઇલને છેટે દહીયર ગામ આવ્યું છે ત્યાં આશરે ૨૦ પારસી ઘરો અને ૬૦ માટીડા છે. વળી તડગામમાં ૫ ઘર અને ૧૮ માટીડા, અને મરોલી તથા અહુમાં બે પારસી ઘરો છે. માટીડાઓનો મોટો ભાગ મુંબઇ તરફ નોકરી ધંધા માટે નીકળી આવે છે અને બઇરાં છોકરાંજ વીશેષ સંખયામાં ત્યાં પડી રહયાં છે. જે માટીડાઓ એ ગામમાં રહયા છે તેઓ મુખ્ય કરી ખેતી યા દારૂ વેચવાના ધંધાને લીધે ત્યાં વસે છે.

**સંજાણની આસપાસની વસતીનું કારણ શું?**—આમ એકજ મથક આસપાસ પારસી વસતીનાં ગુછળાં પંથરાઇ ગયાં તે શું બતાવે છે? જે એકજ મધ્યબીંદુ તરફ એ સઘળાઓ ખેંચાઈ રહયા તે સંજાણનું છે. એક વેળાની મોટી પારસી

વસતીનાં આ શેહેરમાં આજે એકલ ડોકલ પારસી મળે છે. નારગોળની હાલની મોટી પારસી વસતી સંજાણનાં લાકડ બંદર અને તેના બીજા વેપાર અને આસપાસની ખેતીને લીધે હાલ ત્યાં ચીટકી બેઠી છે. અસલ સંજાણના જાહોજલાલીના વખતમાં કેટલાકો ત્યાં જઇ વસેલા અને કેટલાક તેની આસપાસ ધંધેધાપે લાગેલા તેની આ બાકી રહી ગયલી જીવતી જાગતી નીશાન છે. એ વસતી નારગોળ અને સરોંડામાં આગળ વધુ હશે એવું અનુમાન એટલાંપરથી નીકળે છે કે, એ બંને મથકોએ દોખમા હસતી ધરાવેછે. જ્યારે નારગોળનું દોખમું આશરે એક સદીનું ત્યારે સરોંડાનું બે સદીનુ હજી મોજુદ છે. થાણા મધે આપણા કદીમ નવાગાનો છેક પાંચ સદી ઉપર જઇ વસ્યા હતા. તેજ જીલ્લા મધે આવેલા નારગોળ અને સરોંડાની હાલની રહી ગયલી વસતીની હસતી અર્થસુચક છે.

**ખતલવાડ અને દુબરા લાલ્યાઓ**—સંજાણની આશરે બે માઇલ દુર ખતલવાડ આવે છે. જ્યાં અસલ જમાનામાં ક્ષત્રીઓ રહયા હશે એવું મનાય છે ત્યાં આજે દુબરા અને ખાસ કરીને મુંબઇને નોકર વર્ગ પુરો પાડનાર લાલ્યાઓ રહે છે. પારસી ઘરોમાં લાલ્યાઓ આજે પણ માનીતા છે. ખતલવાડે દર સનીવારે બજાર ભરાય છે. વરસાદના દીવસમાં ત્યાં જવું બીકટ હોવાથી બજાર ભરાતી નથી. જેટલા પારસીઓએ લાલ્યા નોકરીએ પોતાને ત્યાં રાખ્યા છે તેટલા બીજી કોમવાળા રાખતા નથી, તેનું કારણ કાંઇ તેમના અસલવારેયીજ સંજાણ મધે જ્યારે પારસી સંસ્થાન હતું ત્યારનો સંબંધ તો ન હોય ? જે બીચારા લાલ્યાઓને ખુદ પોતાના ગામમાં ઢેડાઓ કહી સર્વ લોક હીણે છે તેઓ આપણને અત્રે કેવા ઉપયોગી થઇ પડે છે તે અજાણ્યું નથી. ખુદ ખતલવાડમાં કેટલાક આ ઢેડાઓ ખેતી અથવા મજુરીથી પાંચ પઇસે સુખી છે. દલગીરીની વાત છે કે ખતલવાડમાં લાલ્યાઓનાં બચાંઓને શીખવા માટે એક નિશાળ પણ નથી. તેઓને ત્યાંનાજ બીજા વર્ગો, હલકા ગણી હીણે છે અને એ ભાગમાં જ્યાં તેમની શાળા છે ત્યાં તે બચાંઓને ઓરડાની બાહેર અલાહેદા બેસાડે છે.

**જમીન**—સંજાણ તરફની જમીન રસાળ છે. તેમાં ભાત, નાગલી, કોદરા, જુવાર, શેરડી, નાળીયેરી, આંબા વગેરે ઉગે છે. સાધારણ રીતે જમીન ૨૦૦ થી ૨૫૦ રૂપીએ એકર મળી શકે છે. અહીંથી રેલવે મારફતે લાકડાં, ઘાસ, અનાજ, તરકારી વગેરેની મોટી ચહડત થાય છે.

**વેપાર રોજગાર**—અત્રેનો મુખ્ય વેપાર સાગનાં લાકડાંનો છે અને તે ઉપરાંત લોકો ખેતી કરે છે. સંજાણનું હાલનું બંદર જો કે સામટા બંદર કરતાં નાનું છે તો પણ ત્યાં દર સાલ લાકડાંનો મોટો વેપાર ચાલે છે. અત્રેનું લાકડું બહુ મજબુત તથા ઇમારતી કામને લાયક હોય છે, તે ઉપરાંત જળાઉ (બાળવાનું) લાકડું પણ સરકારી જંગલમાંથી મળે છે.

**મસજીદો**—અત્રે બે મસજીદો છે અને તે ઉપર ગુંબજ બનાવવાના ખરચ પણ બચાવેલો દીસે છે.

**સેનીટેરીયમ કયાં બાંધવી?**—અત્રે જો પારસી સેનીટેરીયમ બાંધવામાં આવે તો તે કયાં બાંધવી એ સવાલ ઉભો થાય છે. એ બાજુના અનુભવીઓનું એવું મત છે કે તે ખાડી આગળ બાંધવી ન જોઇયે, કારણ ત્યાં કીચલ થાય છે, પણ સ્ટેશન નજદીકજ બાંધવી. પણ હજી સંજાણના સતંભ માટેના ફંડનુંજ ઠેકાણું નથી ત્યાં સેનીટેરીયમની વાત કયાં કરીયે!

**ભાષા તથા કોર્ટ**—જો કે સંજાણ થાણા જીલ્લામાં આવયું છે અને એ જીલ્લાની કોરટની ભાષા મરાઠી છે તે છતાં અત્રેની વસતી એ જીલ્લાના બીજા તાલુકાની માફક મરાઠી બોલીનો ઉપયોગ કરતી નથી પણ ગુજરાતીજ વાપરે છે જેથી હવે સંજાણમાં પાછા જઈ વસનારા પારસીઓને ભાષાના બાબમાં પણ સગવડ મળી શકે. સંજાણ હાલતો એક ગામડાં જેવું ગામડું છે. ત્યાં કોઇપણ કોરટ નથી. દીવાની કામ માટે છેક દાહણુના સબજડજને ત્યાં આશરો લેવો પડે છે. તેજ માફક મામલતદારની કોરટ એજ તાલુકા મધે છે જયારે ઉમરગામ મધે ત્રીજા વરગની સતા ધરાવનાર મહાલકરીની કચેરી છે.

**પારસીઓ સંજાણ કાં છોડતા ગયા?**—પોરચુગીઝ અમલમાં પારસીઓને ધરમનું છુટાપણું મળયું નહી તેથી તેઓમાંના ઘણાઓ સંજાણ છોડી વલસાડ નાસી ગયા એમ સમશુલ ઓલમા એરવદ જીવનજી મોદી જણાવે છે. પોરચુગીઝનાં ધરમને લગતાં ખાતાંનો પારસીઓ ઉપર ઘણો દોર હતો અને તે ખાતાંના વડાની રજા વિના કંઈ દોખમું બંધાઈ શકાતું ન હતું. વળી જો પારસી ધરમ ક્રીયા પોરચુગીઝ ક્રીયાને અપમાન કરવા જેવી ન હોય તોજ રજા મલતી. કેટલીક ક્રીયાઓ કરવાની તેમને મના થતી, ખાસ કરીને જયારે કોઈ પારસી, બ્રાહમણ યા મુસલમાન મરણ પામતો અને નાનાં છોકરાં મેલી જતો ત્યારે તે બચાંઓને સરકારનાં વાલીપણામાં લેખીને તેમને ખ્રીસતી ધરમનું શીખવતા. આથી પારસીઓ કંટાલી ગયા હતા અને તેથી પોરચુગીઝ રાજ શરૂ થતાં તેઓ સંજાણ વધુ સંખયામાં છોડી ગયા. તે અગાઉ સંજાણની લડાઈમાં હીંદુ રાજાની હાર થઈ અને પારસી સરદાર અરદેશરે પોતાનો જાન ખોયો. પછી તેઓ સંજાણ છોડી બારોતના પહાડ ભણી પવીત્ર આતશનો કેબલો લઇ નાસી ગયા. તે છતાં જે છુટાછવાયા પારસીઓ સંજાણમાં રહેતા તેમને વળી ધરમને ખાતર પોરચુગીઝોના દોરથી નાસવુ પડયું. એ રીતે પારસીઓને કેટલી બધી વાર ધરમને લીધે નાસભાગ કરવી પડી છે! જે ધરમના છુટાપણા માટે પારસીઓ ઈરાન છોડી આવ્યા હતા તેજ કારણસર તેઓએ સંજાણ છોડી પહેલાં બારોતના પહાડમાં અને પાછળથી વલસાડની હદમાં આશરો લીધો. એજ રીતે તેઓને ઘરબાર છોડીને શાહજહાનના રાજયમાં પનાહ લેવી પડી. ઈ૦ સ૦ ૧૫૩૩ માં તેઓ ખ્રીસતી ધરમમાં વટલાવાને બદલે થાણા છોડી ગયા અને બુલંદ બ્રીટીશ રાજયે થાણા લીધા પછી છજ વરસમાં તેઓ પાછા એ મથકે આવ્યા. ('પારસી પ્રકાશ' દફતર ૧ પા. ૫૧ મું.)

**પારસીઓ પહેલાં કયાં ઉતરયા હશે?**—સંજાણ તરફ આવતાં પારસીઓ પહેલાં કયાં ઉતરયા હશે એ સવાલ અગતયનો છે. કેટલાકો ધારે છે કે તેઓ ઉમરગામના વીરતારવાળા કીનારા ઉપર ઉતરેલા હોવા જોઇયે, જયારે બીજાઓ ખુદ સંજાણ બંદરેજ પારસીઓએ પહેલાં પગ મુકેલો હોય એમ માને છે.

## (૩)

## સંજાણની લડાઈ—અરદેશીરની બહાદુરી.

સંજાણના હીંદુ રાજાની તરફથી ગુજરાતના મેહોમેદન પાદશાહ સામેની લડાઇમાં પારસીઓએ ઉતરી બહાદુરી બતાવી હતી અને નામાંકીત અરદેશરની સરદારી હેઠળ ૧૪૦૦ પારસીઓ લડયા હતા આ મધે તેઓએ પહેલીવાર ફતેહ મેળવી પછી બીજી લડાઇમાં હાર ખાધી હતી. આ લડાઇમાં ૩૦ હજાર મેહોમેદનો સામે પારસીઓને લડવું પડયું હતું જે વીશે 'કીસસે સંજાણ'માં વીગતવાર બયાન આપેલું છે. એ નામાંકીત લડાઇ મધે બતાવેલી પારસી વફાદારી તથા પેહેલવાની વીશેની આપણી કોમના મોટા ભાગની બેખબરી ઉપર મેં છેલ્લી "જરથોસતી કોનફરંસ" મધે

અફસોસ કીધો હતો તથા એ પારસી કીર્તીના સોનેરી સતંભને જાળવી રાખવાને આપણી કોમને અપીલ કીધી હતી. જેઓ આ લડાઇ પીશે શક બતાવે છે તેઓ પોતાના ટેકામાં એવો સવાલ કરે છે કે સંજાણ જેવાં નાનકડાં ગામડાં મધે એવું મોટું મેદાનજ કયાં છે કે જયાં હીંદુ રાજાની જોડે જોડ આપણા નયાગાનો સામે દુશમનના ૩૦ હજાર સીપાહીનું લશકર ઉભું રહી શકયું હોય. એ બાબે મેં છેલ્લી મુલાકાત દરમયાન તપાસ કીધી હતી તે ઉપરથી જણાય છે કે આગલા જમાનાનું સંજાણ કાંઇ આજનું નાનકડું ગામડું નહતું. તે તો તેના 'નવતેરી' નામ મુજબ ૧૧૭ ચોરસ કોસનો વીસતાર ધરાવતું અને તેની આસપાસ પુશકળ ખુલ્લી જગા હતી. હાલ પણ ખાડીની પેલેપાર અને કોલીવાડા તથા હાલના ખતલવાડા વગેરેમાં પુશકળ જગા છે જે આજે પણ આગલાં ઓહોળાં મેદાનની ગવાહી આપે છે અને જયાં ઉપલાં લશકરનો સેહેલાઇથી સમાવેશ થઇ શકયો હોય. આગળ સંજાણના અનેક ભાગો હતા જેવા કે ૧ ખતલવાડ, જયાં લડાયક ક્ષત્રીઓ રહેતા હતા ૨ માણેકપુરી જયાં ઝવેરીઓ વસતા, ૩ ગોવારૂં જયાં કચરો વગેરે પડતો, ૪ દહીયર જયાં દહીવાળાઓની દોહણી હતી, ૫ ધાંડુ માંડું જયાં મુવેલાં ઢોરાંઓ પડતાં. તે વેળાના સંજાણના પેટામાં અનેક ગામડાંઓ આવ્યાં હતાં, તેનો વીસતાર પણ હાલના કરતાં ચાર ગણો હતો એટલે એવી જગા ઉપર ઓહોળાં મેદાનની ખોટ ન હતી, જે એક વેળા એ કસબાની આસપાસ જાતે નજર નાખ્યાથી તરત સમજ પડે છે.

**એકેક પારસીએ કેટલાને પુરા પડવા માગયું?**—તે વેળા હીંદુ રાજાની બાજુએ જે પારસીઓ બહાદુરીથી ઉભા રહયા તેઓએ પોતાની જાનફેશાની માટે જે સખુનો બોલી ખાત્રી આપી હતી તે આજે દરેક જરથોસતીએ મગરૂરીથી યાદ કરવા જોઇયે છે. આ બાબદ પારસી કીર્તીમાં કાંઇ જેવો તેવો વધારો કરનારી નથી. માટે ઉપલી સંજાણની લડાઇની કેટલીક વીગતો અત્રે યાદ કરીશું.

**સંજાણની પહેલી લડાઇ-જીવતા રહીશું ત્યાંસુધી લડવાનો પારસીઓનો ઠરાવ**

'કીસસે સંજાણ' જણાવે છે કે જયારે પારસીઓને સંજાણમાં સાતસો વરસ થયાં તયારે તેમની ઓલાદ તે શેહેરમાં વધી ગઇ હતી. પણ તેટલાં એક આફત આવી. શાહને (સુલતાન મહમદને) એવી ખબર પડી કે સંજાણમાં એક રાજા છે તયારે તેણે પોતાના વઝીર અલેફ ખાનને ફરમાસ કીધી કે તારે તેનો મુલક હાથ કરવો. અલેફખાને લશકર તઇયાર કરયું અને સંજાણ "આબાદાન" તરફ ધસયો. આ તરફ સંજાણના રાજાએ મોબેદોને તથા બેહેદીનોને બોલાવ્યા અને પુછયું કે "ઓ વફાદાર દોસતો, હવે શું તદબીર લગાવવી છે? મારા બાપદાઓએ તમને મદદ કરી છે માટે તમો મારી તરફથી કમર બાંધો." આ વેળા એક બુઢા મોબેદે જવાબ દીધો કે "ઓ રાજા, તું આ લશકરથી કાંઈ દલગીર થાનો." વધુ ઉમેરી તેણે કહયું કે "**અમારામાં એકે એક જયાંસુધી જીવતા હોઇશું તયાંસુધી દુશમનનાં લાખો માણસોનાં માથાં કાપીશું.** જાહેર લડાઇને દરમયાન **અમારી રસમ એવી છે કે અમે જયાં લગી જીવતા રહીએ તયાં લગી લડીએ. અગર ચકીનો પથર માથાંની ઉપર ફરે તોબી કોઇ મરદ પાછો નહી ફરે**" (ઝમાં ખુદ હર યકી તા ઝીનદે બાશીમ-ઝ દુશમન સદ હજારાન સર તરાશીમ. **બયાન દર જંગ રસમે મા ચનીનસત-કે માતા ઝીનદે બોશીમ ખુન વકીન અસત ઝમાં કસ યક નફર ખુદ** બરનગરદદ અગર સંનગે આશયા બરસર બેગરદદ.) એમ કહી ૧૪૦૦ પારસી ઘોડેસવાર રાજાની બરાબર લડાઇનાં મેદાનમાં ઉતરયા, લડાઇ થઇ તેમાં સેવટે સર્વે હીંદુઓ લશકરની જગાથી નાસી ગયા. એટલામાં અરદેશર નામનો એક બેહેદીન મેદાનમાં આવ્યો અને પોતીકા દોસતોને કહયું કે "હું આગળ યા પાછળ કોઇ હીંદુને એ લડાઇમાં નથી દેખતો અને સર્વે હીંદુઓ લશકરની

જગોથી નાસી ગયા અને પરદેશી સીવાય કોઇ મેદાનમાં ઉભો રહયો નથી. વાસતે ઓ યારો, હવે વખત લડાઇનો છે ત્યારે આપણુને એ સંકૂના દરમીયાનમાં વાઘની મીસાલે જવું જોઇયે" એટલું કહી તેણે મેદાનમાં તેજ ચાલનો ઘોડો દોડાવયો, લોખંડનો નેજો એક હાથમાં પકડીને બખતર તનમાં પહેરી તલવાર કમર ઉપર બાંધીને એકાએક મેદાન દરમીયાન આવ્યો અને ત્રણ દહાડા અને ૩ રાત લડાઈ ચાલુ રાખી, મુસલમાન લોકો મારયા ગયા, અલેફ્ખાન અંધારી રાત દરમીયાન નાસી ગયો અને તેનું તમામ લશકર નાસતું ભાગતું અરદેશરની લડાઇથી તારાજ થઇ ગયું.

**બીજી લડાઈ—"મારશું યા મરશું" એવો કસદ**—બીજે દીવસે બામદાદથી બંને લશકર લડાઇના મેદાનમાં પાછું ઉતરયું અને બીજી વાર અલેફ્ખાન લડાઇનો સામાન તઈયાર કરીને આવ્યો. અરદેશરે જયારે તેનું લશકર જોયું ત્યારે તે બીજી વેળા ત્યાં દોડતો ગયો. તેજ વેળા તેણે રાજાને કહયું કે "દુશમન લોકના સો સીપાહ ત્યારે આપણો એક છે" એટલું મોટું લશકર દુશમનો લાવ્યા છે. વાસતે **હવે અમો અમારો જીવ આપીશું યા તેમનો જીવ લઈશું**—એવી નઈયતથી અમે એ લડાઈમાં પડીયે છીએ. ("દહીમ બાજાને ખુદ યા જાન સેતાનીમ, બદીન નઇયત હમી દર જંગ માનીમ") આથી ઉશકેરાઈ સર્વે લશકર લડવા ચાલ્યું. દુશમનના લશકરમાંથી એક પહેલવાન નીકલી આવ્યો તેની ઉપર અરદેશર ગાલેબ થયો. આ જોઈ અલેફ્ખાન ખુન ઉપર ચહડયો. પણ અરદેશરની કમર ઉપર એક તીર વાગયો અને તે ઘોડાના જીન ઉપરથી ઉંધે મસતક પડયો. તેની એવી હાલત જોઇ સીપાહ લોકો હાથપગ વગરના થયા, હીંદુ રાજાનો છોકરો મારયો ગયો અને તેની હાર થઈ. બેહેદીન લોકો પણ પરાગંદા થયા અને બારોત પહાડમાં તેઓ પોતાના જીવને માટે ભરાઇ રહયા. તેઓ ઈરાનશાહ યાને આતશબેહેરામ સાહેબને પોતીકી સાથે ઉપલા પહાડ ઉપર લઇ ગયા.

જે પવીત્ર સથળ ઉપર આ દેશના જરથોસતીઓએ પોતાને આશરો આપનાર હીંદુ રાજાની પડખે વફાદારીથી ઉભા રહી તેની તરફથી લડાઈમાં ઉતરી આવી પહેલવાની બતાવી તે ધારમીક સ્થળ અને ત્યાં દેખાડેલી બહાદુરીની યાદગારી જાળવી રાખવાની આપણી શું અઈને ફરજ નથી ? જેઓ એમ પુછે છે કે તીસ હજાર મેહોમેદનો એકદમ એક દીવસમાં બીજી લડાઇ વખતે કયાંથી ઉતરી પડયા તેઓ લડાઇ વેળા વપરાતી કળાથી તદન પોતાને બેખબર પુરવાર કરે છે. એક કુનેહબાજ સરદાર પોતાનું સઘળું લશકર પહેલેજ દીને લડાઇમાં ઉતારતો નથી તે કાંઈ તવારીખના વાંચકોથી અંજાણું નથી. વળી જેઓ સંજાણને તેની હાલની સંકોચાયલી હદ જેટલોજ બલકે હાલના ગામડાંના જેટલોજ વીસતાર તેના આગલા જાહોજલાલી અને રાજપાટના વખતમાં ધરાવતું હતું એમ માને તેઓજ પુછે કે ત્યાં મેદાનજ કયાં છે કે જ્યાં આટલું મોટું લશકર લડવાને એકઠું થયું હોય. ઉપર બતાવ્યું છે તેમ આજે પણ નજરે જોનારને સંજાણની અતરાફમાં પુશકળ મેદાનો મળી આવશે જ્યાં એક મોટું જંગ મચ્યું હોય.

## (૪)

## સતંભ

## તે ઉપરનો લેખ કેટલી ભાશામાં આપવો? આગલા કદીમ ઈરાની સતંભો—સવેઝની નેહેર ખોદવાની ઇરાની પ.દશાહની યોજના—એક ઈરાની સતંભ—ઈરાનની તખતીઓ.

**શુ સતંભની જરૂર છે?**—જેઓ ફકત પઇસાના પુજારી હોય તેઓ ભલે આ વાત હસી કહાડે, જેઓ દરેક ચીજમાં નકકર લાભ અને સંગીન નફો માગતા હોય તેઓ

કળા અને હુનરની વાતને ભલે તુછકારી કહાડે, જેઓ માત્ર ખાવાપીવામાંજ જીંદગીનું સારથક સમજે છે તેઓ ભલે તવારીખ અને ઇતીહાસને, ન્યાગાનોની કીરતી અને વડવાઓની વડાઈની વાતોને ઝંઝેરી કહાડે, પણ "ગોરા અને ધીરા, વીરા, શુરા તથા બળવાન પારસીઓએ" ઇરાન છોડી આ દેશમાં પહેલા આવી વખત આવતાં પોતાના હીંદુ રાજકરતા તરફથી લડી પોતાનો જીવ આપ્યો તેમની કીરતીનો સતંભ હમેશને માટે ઉભો રાખવામાં થતી ઢીલનો કલંક ધોઈ નાખવાને હવે બનતી તાકીદ કરવી જોઇયે છે. પારસીઓના બાપદાદાઓ જે મીરાસ મેલી ગયા છે તે આજની કોઈબી ધરતી ધ્રુજાવતી શેહેનાહતને શોભા આપે એવી છે તેને શું ત્યારે આપણા બાકી રહેલા મુઠીભર હમદીનોએ વીસારી મેલવી જોઇયે છે?

**સતંભ ક્યાં ઉભો કરવો જોઇયે?**—આ સતંભ માટે અનેક જગાઓ સુચવી શકાશે. પણ મારા નાકેસ વિચાર મુજબ તેને માટે કીલ્લાની તથા બીજી જગા લાયક માલમ પડશે જેનાં કારણો હેઠળ તપાસીશું. કીલ્લો ઉંચાઇએ ટેકરી ઉપર છે માટે એક સતંભ ત્યાં ઉભો કરેલો વધુ દુરથી નજરે પડી શકશે. તે ખાડીને છેડે આવેલો હોવાથી જો તે ઉપર ફરતી રોશની દીવાદાંડી માફક રાતે મેલવામાં આવે તો માઇલો દુરથી તે વહાણોની નજર ખેંચી શકશે. વળી જમીનપર પણ તે દુરથી દેખી શકાશે. સતંભ માટે જોઇતી ઈંટ તો કીલ્લામાંજ આઈતી જાણે પગની હેઠળ પડી છે. ફકત ચુના અને મજુરોનોજ ખરચ બેસશે.

**સતંભ માટે વધુ જગાઓ**—બંદરની આગળ જ્યાં સરકારી ડીપો છે, જ્યાં વીકાજી મેહેરજીની ધરમશાળા આવી છે અને જ્યાં નારગોળ, ઉમરગામ વગેરે તરફ જવાને ૪ રસતા ચકલા મીસાલ મળે છે ત્યાં પણ એ સતંભ ઉભો કરી શકાશે. સતંભ માટે બીજી લાયક જગા બંદર તરફ જ્યાં પારસીઓએ દીવ બંદરેથી વહાણમાં આવી પગ મેલ્યો તે જગા છે. જો આ જગા ચોકસાઇથી નકી થાય તો ત્યાં સ્તંભ ઉભો કરવો. કહે છે કે મીસ મેનાએ જાતે મુલાકાત લઈ આ જગા ચોકસાઈથી નકી કીધી છે.

ઇરાનમાં સર્વથી અગતની ખીલારોકી તખ્તીઓ જે દારાયસ પાદશાહના વખતની છે અને જે બહીસતુનના પહાડ ઉપર કોતરી છે તે પહાડ મીડીયાની પશ્ચિમે કેરમાનશાહનાં શેહેરથી સેહેજ દુર આવયો છે. આગલા ઇરાની રાજના ઉગમણુ તથા પશ્ચિમના પ્રાંતો વચે જે ધોરી રસતો હતો તે આ પહાડ આગળથી ચાલ્યો જાય છે. ટરકી અને ઇરાન વચેનો હાલનો રસતો પણ એજ જગાથી પસાર થાય છે. વળી તે પહાડનો દેખાવ એવો છે કે હર કોઈની નજર તે ઉપર પડયા વીના રહે નહી. એવાજ ધોરી રસતા ઉપર આપણો સતંભ ઉભો કરવો જોઇયે.

**સતંભની ભાષા**—ઈરાની પાદશાહોએ તખતીઓ ઉપર ત્રણ જાતના અક્ષરો વાપરયા છે અને ત્રણેની ભાશા જુદી છે:(૧) બાબીલોનીયન અક્ષરો જે ત્રણેમાં સર્વથી પુરાણા ગણાયછે,(૨) તાતાર જેઓની ભાષા તુરાની હતી અને (૩) ઇરાની હરફો, જેમાં જાહેર કરવાનું કામ હાલ સુધી ઈરાનમાં ચાલુ છે આજે શાહને કાંઇ ફરમાન આખી રઇયતને જણાવવું હોય તો તે અરબી, ટરકી અને ફારસીમાં જાહેર કરે છે. તેજ મીસાલ અસલી ઈરાની પાદશાહોએ આખી રઇયતને જણાવવાની તેવીજ ભાશા વાપરી હતી. એ ત્રણ જાતની તખતીઓમાં ઈરાની તખતીઓ એવી મુકેલી છે કે તે આગળ માલમ પડે છે અને પાછળ માત્ર તરજુમા હોય છે. જ્યાં તખતીઓ આડી હોય ત્યાં ઇરાંની તખતીઓ ડાબી બાજુ ઉપર, જ્યાં તખતીઓ ઉભી એકેકની નીચે હોય ત્યાં ઇરાની તખતીઓ સર્વની ઉપર, જ્યાં માનની જગો હોય ત્યાં વચમાં અને બીજી તખતીઓ નજરની સનમુખથી દુર ગયલી હોય છે.

**સંજાણ મધે લેખ કેટલી ભાશામાં આપવો જોઇયે?**—ઇરાન મધે જે તખતીઓ હખામની વંશના પાદશાહો પહાડ ઉપર કોતરાવતા હતા તે ત્રણ મુળ ભાશામાં આવતી હતી. તેજ મિસાલ આ હીંદુસતાન દેશના પારસીઓ જે તખતી આજના જમાનામાં ઉભી કરે તે ઓછામાં ઓછી નીચલી પાંચ ભાશામાં આપવી જોઇયે છેઃ—ઇંગ્રેજી, ગુજરાતી, ફારસી, ઝંદ અને પહેલવી. આ પાંચે ભાશાઓ સાથે આપણને હજી નીકટ સંબંધ છે. છેલ્લી બે ઇરાન મધેની આપણી આગલી શેહેનશાહતોની યાદ આપે છે. તેમાંની એક જયારે અવસતા ભાશા તરીકે કયાની પાદશાહત વેળાની જાહેરજલાલીનું સમરણ તાજું કરે છે તયારે બીજી સાસાનીયન જમાનામાં આપણો ધરમ જયારે પાછો સજીવન થયો તયારે વપરાતી ભાશા છે કે જે મધે લખાયલી શરેહો આજે આપણા ધરમને લગતા સવાલો ઉપર કીમતી અજવાળું નાખે છે. ઇંગ્રેજી ભાશા હાલના આપણા માયાળુ રાજકરતાની ભાશા તરીકે અને સુધરેલી દુનીયાના મોટા ભાગની એક ભાશા તરીકે આપવી જોઇયે છે. એ મહાન રાજ હેઠળ આપણ આજે ધરમનું છુટા-પણું અને રઇયત તરીકે કીમતી હકો ભોગવ્યે છીયે, બલકે આપણે સેવટે રવડી રઝળી એ મહા પ્રતાપી રાજય હેઠળ આજે ઠરપડી આપણાં દીન આઇનનાં કામો કરયે છીયે. વળી ગુજરાતી ભાશાનો પણ ખાસ હેતુ છે. એજ ભાશા આજે આપણી માદર જબાન થઇ છે એટલુંજ નહી પણ તે સાથ ઇરાન છોડી દીવથી આપણે સંજાણ તરફ આવયા તયારે જે હીંદુ રાજાએ આપણને આશરો આપેઓ તેની ભાશા પણ એજ ભાશાનું અસલ રૂપ હતું. ફારસી ભાશામાં લેખ આપવાને માટે ખાસ કારણ જણાવવાની જરૂર દીસતી નથી. મહાન કવી ફીરદોશીએ જે ભાશામાં આપણા કદીમ નયાગાનોની કીર્તી ગાઇ જાણે તેમને જીવતા કીધા છે તેજ ભાશાને આપણે આજે વીસારી મેલવી જોઇતી નથી. એટલે ત્યારે આમ પાંચ ભાશાઓ મધે આપણે સતંભ ઉપર લેખ કરવો જોઇયે છે. જોઇયે તો પાંચ ખુણાનો એક સતંભ ઉભો કરવો અને તેને મથાળે આતશનુ પાતરૂં મેલવું, કારણ આપણે આપણો કદીમ દેશ છોડી આ દેશમાં આવ્યા તયારે પાક નુરી કેબલાને માટે થોડાંજ વરસમાં આપણે ટવળાટ કીધો અને તે માટે તે વેળાના રાજા પાસે આપણે જમીન માંગી જે ખુશી સાથ આપણને આપવામાં આવી અને ત્યાં આપણે ખોરાસાનથી લાવેલા આલાતો વડે પાક આતશ પાછો તઇયાર કીધો અને પહેલું આતશબેહેરામ બાંધયું. આ આતશને આપણે ઇરાનના આગલા શાહ તરીકેજ માની તેનું નામ "ઇરાનશાહ" આપ્યું તેટલા માટે આ સતંભને મથાળે એક આતશનું પાતરૂં સદાનું બળતું અફરગાનીઆંમાં બતાવવું જોઇયે છે.

**તખતીઓ ઉપર શું લેખ આપવો?**—આ સવાલ હવે પછી વિચારવાનો છે. તે છતાં કોઇ પણ લેખ નીચલી બાબદો વગર અધુરો લેખી શકાયઃ—(૧) ઇરાનમાં રાજ ભોગવી છેક હીંદુસતાન, રોમ, મીસર તથા યુનાન સુધી તે રાજય લંબાયું તેની તવારીખને લગતી નોંધ, (૨) સાસાનીયન જમાનાની આખેરી અને નેહાવંદની લડાઇથી ખોહયું તે બાબદ, (૩) તયારપછી હીંદુસતાનમાં આવવાનાં કારણ, (૪) હીંદુસતાનના રાજા જાદવે આપણને આપેલો આશરો, (૫) તે માટે આપણી વફાદારીથી વાળેલો તેનો આભાર, સરદાર અરદે-શીરની બહાદુરીનું વીગતવાર વર્ણન સાથે. આ લેખ ટુકોજ હોવો જોઇયે એમ કાંઇ નથી. અસલી પહાડ ઉપરના લેખ એક સોથી વધુ લાઇનો સુધી લંબાયલા આપણે વાંચયા છે.

**પાદશાહ દારાયસવાળો સતંભ**—ઇરાની પાદશાહ દારાયસે હાલની સવેઝની નેહેરની જગાએ એક નેહેર ખોદાવી હતી તેની કાંઇક નીશાનીઓ સીવાય આજે બીજુ કાંઇ બાકી રહયું નથી. એ નીશાનીઓ તે તે વેળાના દારાયસે ઉભા કરેલા યાદગારીના સતંભોના બાંગેલા ટુકડાઓ છે જે ઉપરથી વીદવાનોએ એક લેખ ઉપજાવી કહાડયો છે.

આ નેહેર વીશે જાણવાજોગ એ છે કે ૨૩૦૦ વરસ ઉપર હખામની પાદશાહ દારાયસે તે ખોદાવી એશીઆ અને આફ્રીકા ખંડને છુટા પાડી રાતા અને ભુમધ્ય સમુદરો વચે જળ માર્ગ સથાપયો હતો. આ કાંઇ જેવું તેવું ઇન્જિનેરી કામ ન હતું. વળી તે આપણો પારસી પાદશાહ કયાં વેર વધયો હતો તેની ગવાહી પુરી પાડે છે. તેણે પશ્ચિમ તરફ જે પગપેસારો કીધો હતો તેની યાદગારી આપણને થોડાંજ વરસ થયાં યુરોપીયન વીદવાનોની ખંતીલી મેહેનતની બરકતથી મળી આવી છે. જે ફ્રેંચ બાનુને આપણે સંજાણમાં સતંભ ઉભો કરવા વીશેનો ખયાલ સુચવવા માટે આભારી છીએ, તેમનાજ મરહુમ પીતાને આપણે આ દારાયસના સતંભને ઉકલાવવા માટે આભારી છીયે. મોં૦ મેનાએ એ સતંભના ઇરાની લેખો પ્રગટ કરી તેનો તરજુમો "Le Steple de Chalont" નામનાં ચોપાનીઆંમાં પહેલાં બહાર પાડયો હતો. એ લખાણ પ્રમાણે એ લેખ નીચે મુજબ છે:–

"દારયવુશ મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, દેશોનો પાદશાહ, આ મોટી જમીનનો પાદશાહ, વીસતાસપનો છોકરો. હખામીનીશ વંશનો 'અહુરમજદ' એક મોટો ખોદા છે, તેણે આસમાન પેદા કરયું છે, તેણે આ જમીન પેદા કરી છે, તેણે માનસને પેદા કરયું છે, તેણે માણસને સાયતીશ (ખુશી?) આપી છે, તેણે દારયવુશને પાદશાહ કરયોછે, તેણે પાદશાહ દારયવુશને મોટું ગંજાવર રાજ્ય આપ્યુંછે; વધુ મોટો પાદશાહ, પાદશાહોનો પાદશાહ, આ (પુશકળ વસતીવાળા) દેશોનો પાદશાહ, આ ઓહોળી ધરતીનો પાદશાહ, દુર નજદીક હુકમ ચલાવું છું, હખામીનીશ વીસતાસપનો છોકરો છું." "દારયવુશ પાદશાહ કહે છે કે હું પારસી છું. પારસી મુદયાર (મીસર) ઉપર રાજ ચલાવું છું, મેં આ નેહેર પીરાવ (નાઇલ) નદી જે મુદયાર (મીસર) માંથી વહેતી નદીનું નામ છે તેથી તે પારસી (ઇરાન)થી આવતા દરીયા સુધી ખોદવાને ફરમાવ્યું છે. એ નેહેર એ પ્રમાણે ખોદાઇ છે.

"મેં એ નેહેર ફરમાવી છે અને (કહયું છે કે) આ નેહેર......થી શરૂ કરે તે......ના દરીયાના કીનારા સુધી એ પ્રમાણે મારી મરજી છે." (એરવદ જીવનજી મોદી, જ્ઞાન પ્રસારક વીશયો પા૦ ૧૦૧–૨.)" દારાયસના લેખનો શરૂઆતનો ફકરો ઇજશનેના ૩૭ મા હાનો પહેલો ફકરો જે "ઇથા આત યઝમઇદે" ના સબ્દોથી શરૂ કરી એક જરથોસતી માટે ખાણું ખાતી વખતે ખોદાતાલાને યાદ કરવા માટેનો અને તેનો ઉપકાર માનવા માટેનો ફકરો છે તેને મળતો છે અને તેની રૂઢી ઉપર રચેલી (સમશુલ ઓલમા જીવનજી મોદી જણાવે છે તેમ) એ લેખની શરૂઆત "બગવઝરક અહુરમજદ" એટલે 'મોટો ખોદા અહુરમજદ' એવા શબ્દોથી કરવામાં આવી છે ઇજીપટ દેશમાં ઇરાની રાજ થોડા વખતનું દાખલ થયું હતું તેથી તેણે ઘણી સાવચેતી વાપરી હતી કે નવી પ્રજાની ધરમ સંબંધી લાગણી દુખાય નહી તેવો લેખ કરવો. વળી એજ સતંભની બીજી બાજુએ મીસરીઓની હાયરોગલીફીક ભાષામાં લેખ છે તેમ તે 'અહુરમજદ'નું નામ નથી લેતો પણ ઇજીપશીયન 'રા' ખોદાનું નામ દે છે કારણ એ લેખ મીસરીઓની પોતાની ભાષામાં હોવાથી (એરવદ જીવનજી મુજબ) તેઓ તે વધારે સમજી શકે અને ત્યાં પોતાના ખોદાનું નામ વાંચી રાજી થાય. આપણા હમદીનોએ સંજાણ માટે કેવી રીતનો લેખ સતંભ ઉપર કોતરાવવો તેનો કાંઇક ખયાલ ઉપલા લેખ ઉપરથી આવશે.

**આપણે શા કારણસર ઇરાન છોડયું?**—કેટલાક ગ્રંથકારો જણાવે છે કે આપણે વેપાર અરથે ઇરાન છોડી હીંદુસ્તાન આવ્યા ત્યારે બીજાઓ અને દંતકથા પોતે કહે છે કે ઇરાન મધે આપણા ઉપર ધરમને લગતો જુલમ પડવાથી આપણે આ દેશ તરફ ઉતરી પડયા. વેસટરગારડ (ઝંદ અવસ્તા ૧. પા ૨૨) કહે છે કે "જે કારણને લીધે પારસીઓ પશ્ચીમ હીંદુસ્તાન તરફ આવ્યા તે ધંધાના નફાનું હોય અને નહી કે ધરમના જુલમાટનું. હીંદુસ્તાન સાથનો ઇરાનનો સંબંધ ઘણો જુનો હતો અને આરબોની ઇરાનની ફતેહ થઇ તેની કેટલીક સદીઓ અગાઉ આ સંબંધ ઘણો ધાડો હતો." (જુઓ 'ગુજરાતના પારસીઓ.' લખનાર મરહુમ શેઠ ખ. ન. સીરવઇ અને ખા૦ બા૦ બ. એ. પટેલ. પા. ૨.)

## (૫)

## સંજાણ શોધક પારટીની જરૂર—પારસીઓએ પહેલાં કયાં પગ મુકયો હશે? તે વેળાના પારસીઓ કેવા હતા? સંજાણ જાણે આગલું મુંબઇ.

"વેલાતી વેહેંજા" મધે શેઠ જાંહાંગીર બે. મરઝબાન પોમપીઆઈ તથા હરકયુલેનીયમ જેવાં શેહેરો જવાળામુખીના ફાટવાથી ડટાઇ ગયલાં મળી આવવા વીશે રસીલું બ્યાન કરે છે. એ ડટાયલાં શેહેરોને બાહેર કહાડવા માટે શોધકો કેવા મંડી ગયા હતા તે તેવણે બહુ અસરકારક રીતે જણાવ્યું છે. એ શેહેરો તો બે હજાર વરસ ઉપર ડટાઈ ગયાં હતાં ત્યારે અસલી સંજાણને આપણે છોડયાને પાંચસો વરસ પણ થયાં નથી. એટલા માટે ત્યાં એક નાની શોધક પારટી મોકલવાથી તે વેળાનાં એ હીંદુ રાજ્ય વીશે તથા પારસી સંસ્થાન વીશે ઘણું અગત્યનું જાણવાનું બની આવશે અને તેથી અસલી તવારીખના ભુલાયલા સફાઓ પાછા તાજા થશે.

**એક શોધક પારટીની જરૂર**—જો કેટલાક દીનદાર જરથોસ્તીઓની એક શોધક પારટી સંજાણ જાય તો તે ઘણી અગતની શોધ કરી શકે. એ કાંઇ દુરનો મામલો નથી. તે કાંઇ મોટા ખરચનો સવાલ નથી કે નથી કાંઇ ઝાઝી મેહેનતનો. તે તો માત્ર ઉલટની વાત છે. આપણા અસલી ન્યાગાંનોની ઢંકાયલી નીશાનીઓ અજવાળામાં આણવી એ એક પવીત્ર ફરજ તરીકે માથે ઉઠાવવી જોઇએ છે. જો તે હાલ પકડી લેવામાં આવશે તો એ નિશાનો હવે નાબુદ થવાનો ખરેખરો ભય રહે છે. આ શોધક પારટીએ સંજાણમાં શું શું કરવું જોઇયે તે વીશે અત્રે હું સેહેજ ઇસારો કરીશ.

**પારસીઓનાં પહેલાં પગલાં**—નેહાવંદની લડાઈ પછી આપણા ન્યાગાનો પહેલાં આ દેશમાં આવ્યા તેઓ પોતાના ઉપર બીજી દીનવાળાઓએ જુલમ પાડયો તેને લીધે નાસી આવ્યા કે આ દેશ સાથ વેપાર કરવાની મકસદથી તેઓ આવ્યા તે સવાલ હાથ ધરવા પહેલાં સંજાણ મધે આપણા ન્યાગાંના વહાણમાં બેસીને આવ્યા (એવું "કીસસે સંજાણ" ની સત્તાથી આપણામાં જાણીતું થયું છે) તેઓ પહેલાં કયાં ઉતરયા હશે તે ઉપર આવીશ. સંજાણ અને તેની આસપાસની જગાના અવલોકન ઉપરથી શું દીસે છે તે પહેલાં તપાસતાં કેટલાકો કહે છે કે આજના ખુદ સંજાણ ગામના બંદરે પારસીઓ ઉતરયા હતા ત્યારે બીજાઓનું કહેવું એવું છે કે તે વેળા સંજાણની હદ બહુ બોહોળી હતી એટલે તેઓ સંજાણ રાજ્યના હદમા ઉતરયા તે કાંઈ ખુદ હાલના સંજાણનેજ કીનારે નહી પણ તે વેલાના સંજાણને બંદરે ઉતરયા હતા. આમ જોતાં ઉમરગામના દરીયાકાંઠા આગળની જગા પણ ઘણાઓ આપણને બતાવેછે કે જે મથકે આગલા પારસીઓએ પહેલાં પગ મેહલ્યો હતો. કહે છે કે ઉમરગામમાં પણ કીનારા આગળ એક કીલ્લો હોવાની નીશાનીછે અને ત્યાં પણ એક બુરજછે માટે ત્યાં પારસીઓનાં વહાણો આવ્યાં હશે. સંજાણ આવવા માટે ઉમરગામને રસતેજ વધલું પડેછે માટે ઉમરગામનાં બંદરે જો ઉતરયા હોઇયે તોપણ તે વેળા તે સંજાણની હદમાં હોવાથી આપણે સંજાણમાજ ઉતરેલા કહેવાઇયે. ત્યાંનાં બંદરના દેખાવ ઉપરથી એવું અનુમાન કરવામાં આવે છે કે પહેલાં પારસીઓ દીવ બંદરેથી નીકળી સંજાણ આવ્યા તેઓ સંજાણ પણ ઉમરગામ જાણીને ઉતરયા હશે. ઉમરગામ બાણી ભરતી આવે ત્યારે વહાણો ખુલાસાથી આવજાવ કરી શકે છે. આંકુટલ ડુપેરો કહે છે કે જે ઠેકાણે તોફાન પછી પારસીઓ ઉતરયા તે નારગોલની દહીણે ૩ કોશ ઉપર અને દમણથી વસઇ તરફ ૭ કોશ ઉપરની જમીન હતી, ત્યાંનો રાજા જાદીરાણા હતો. એ ઉપરથી પણ ચોકસપણે કહેવાઇ શકાતું નથી કે આપણે પહેલાં સંજાણ તરફ કયે ચોકસ ઠેકાણે પગ મેલ્યો હશે. માટે એ બાબે એક શોધક પારટીએ તપાસ કરવી જોઇયે છે.

**સંજાણનો કીલ્લો શું કામમાં આવ્યો હશે?**—સંજાણના કીલ્લાનું કદ અને તેનો વીસતાર એટલો થોડો છે કે તે દુશમનથી નાસવા માટેનાં રક્ષણ તરીકે આખી રઇયતને માટે બહુજ નાનો કહેવાય, અથવા રઇયત પણ બહુજ નાની સંખ્યાની ન હોય ત્યાં લગી તે તેમાં સમાઇ શકે નહી. તેમાં અસલના રાજાનો ફક્ત મેહેલજ હોવો જોઇયે, એ કીલ્લા કરતાં તો બગવાડા તથા દમણનો કીલ્લો મોટો લેખાય. વસઇનો કીલ્લો પણ આ કીલ્લા કરતાં ઘણો મોટો છે. જ્યારે અસલ સંજાણનો વીસતાર 'નવતેરી' એટલે લગભગ ૧૧૭ કોસનો હતો ત્યારે તેની વસતી કેટલી હશે તે સમજી શકાશે. એવું કહેવાય છે કે હાલ ઇંગ્રેજ સરકાર કીલ્લા ઉપર કાંઈ પણ બાંધકામ કરવાને પરવાનગી આપતી નથી. આ કીલ્લો અસલ હીંદુ રાજ્ય વેળાનો છે કે તે પોરચુગીઝોએ બાંધેલો છે તે બાબે પુરતી તપાસ થવી જોઇયે છે. તેના દેખાવ ઉપરથી અને બીજા પોરચુગીઝ કીલ્લાના અનુભવ ઉપરથી તો તે પોરચુગીઝોએ બાંધેલો દીસે છે. કદાચ એમ પણ હોય કે અસલ જે જગાએ કીલ્લો હતો તેનેજ મરામત કરી પોરચુગીઝોએ તેને નવા જેવો કરી નાખ્યો હોય.

**તે વેળાના પારસીઓ કેવા હતા?**—ઈદરસી નામે એક આરબ લખનાર જણાવે છે કે તેણે સંજાણના રહેવાસીઓને "માતબર, લડાયક, મેહેનતુ અને હુશીયાર દીઠા હતા." આ રહેવાસીઓ તે પારસીઓજ હતા એમ સર જ્યોરજ કેંપબેલ સાર ખેંચે છે. ઉપલો લખનાર ૧૧૫૩ માં હીંદના ખાસ પ્રવાસે આવ્યો હતો. તે વેળાના પારસીઓ માટે એ હીંદુ રાજ્ય ખરેખર ધરમ—રાજ્ય હતું (મી૦ પા. બ. દેસાઈ) તેઓ ત્યાંજ પોતાનું ધરમનું છુટાપણું ભોગવી શકયા હતા અને પાછળથી પોરચુગીઝ રાજમાં તો તેઓ ઉપર ધરમ સંબંધી કેટલોક જુલમ પડવાથી તેઓને પાછું નાસવું પડયું હતું. સંજાણમા ઉતરયા તે વેળાના પારસીઓ કેવા હતા તે તો તેઓના પોતાના પ્રતીનીધીએ ૧૬ યાદગાર સંસકૃત શ્લોક (જે આ કેતાબમાં વિગતવાર આપેલા છે) તેમાં જણાવ્યું છે કે તેઓ "ગોરા, ધીરા, વીરા અને બળવંત હતા."

**સંજાણ મધેની અસલ પારસી વસતી**—સંજાણમાં પહેલવાન અરદેશરની સરદારી હેઠળ જ્યારે ૧૪૦૦ પારસીઓ લડયા ત્યારે તે વેળા ત્યાં કેટલી પારસી વસતી હશે તેનો ખ્યાલ કરી શકાશે. બઇરાં, બચાં, બુઢા તથા અશક્તો કાંઇ લડાઇમાં ઉતરયા ન હશે તે જોતાં ત્યાંની તે વેળા દશ હજાર ઉપરની વસતી હોવી જોઇયે અને તેને માટે કાંઈ હાલનું મળી આવેલું નાનું દોખમું પુરું પડેલું ન હોવું જોઇયે. એ દોખમાનો મધ્ય વયાસ (diameter) તો ભાગયે ૩૦ ફીટનો હોય. એ દોખમા મધે ડટાયલાં હાડકાંઓ બહાર લાવવાનો યત્ન કરવામાં આવે તો આપણને તે ઉપરથી અસલી જમાનાની કેટલીક સાહદતો મળી આવે. પણ તે માટે એક શોધક પારટીની જરૂર છે.

**હાલનું સંજાણ જાણે આગલું મુંબઇ**—'મુંબઈના બાહાર' માં જણાવ્યું છે કે મુંબઇ ટાપુ જ્યારે અંગરેજી રાજ્યના સવાધીનમાં પહેલવહેલો આવ્યો ત્યારે તેમાં ત્રણ જણાઓનાં ભાગયશાળી કુટુંબ સીવાય બીજા કોઇબી પારસી વીશે સાંભળયુ નથી. પરંતુ એજ મીસાલ હાલ સંજાણમાં પણ ત્રણ પારસીઓ છે. જ્યારે સંજાણ ચહડતી હાલતમાં હતું ત્યારે મુંબઈનું નામ કોઇએ સાંભળયું હતું નહી એટલુંજ નહી પણ સંજાણમાં પગ મેલયા પછી આશરે આઠસો વરસે મુંબઇમાં કેલી ત્રણ પારસીઓ હતા. ચઉદસો પારસીઓ તો આજ આશરે પાંચ સદી ઉપર સંજાણ મધે ત્યાંના રાજાની પક્ષમાં ખમ ઉભા રહીને લડયા હતા ત્યારે તે ઉપરથી પણ અસલ કેટલી વસતી હશે અને ઇરાનથી

નીકળી સંજાણ વહાણુ મધે કેટલા પારસી આવ્યા હશે તે સમજી શકાશે. એક સદી ઉપર જયારે મુંબઇમાં ત્રણ પારસી હતા તયારે હાલ હજારો છે. પાંચથી આઠ સદીની વાત ઉપર જયારે સંજાણમાં બહુ મોટી પારસી વસતી હતી તયારે હાલમાં માત્ર ત્રણ પારસીઓ છે એ કેવી જમાનાની તાસીર ! જેમ સદીઓ ઉપર સંજાણના બંદરે પારસીઓને ખેંચયા તેમ હાલ એજ સદી ઉપર મુંબઇનાં સુંદર બારાં તરફ એજ કામ લસડાઈ! જેઓ વેપારના વધારા માટે તલબ રાખે છે તેમને બંદર વગર છુટક રહેતો નથી. તેઓ જળ મારગેજ વેપારની જીણસો દેશાવર મોકલાવી શકે છે, તેજ કારણસર સાહાસીક પારસીઓ બંદર તરફ મચતા રહયા છે. ઇરાનથી નીકળી હોરમજદનું બંદર, ત્યાંથી દીવ, ત્યાંથી સંજાણ, પછી વળી સુરત, ભરૂચ, ખંબાત વગેરે વગેરે એ સઘળાં બંદરોજ હતાં. ત્યાજ સાહાસીક પારસીઓએ ઇરાન છોડતાંનેવાર મુકામ કરવા માંડયો અને સેવટે આ બંદરોનાં બંદર—મુંબઈ શેહેરમાં, તેઓ ઠરીઠામ પડયા છે. મુંબઈ આવ્યા પછી પહેલો તેમનો વેપાર પણ ચીન સાથ હતો. તેણેજ તેમને પહેલવહેલુ દ્રવ્ય મેળવી આપ્યું, ચીનેજ તેમને બીજી કોમો વચે આગળ પહેળી હરોલમાં વેપારી બચા તરીકે લાવી મેલ્યા. જે વેળા આપણ હીંદમાં આવ્યા તે વેળા મુંબઇનું બંદર હાલ જેવું ધીકતું હતે તો આપણ જરૂર ત્યાંજ લંગર કરતે.

**સંજાણાઓની વંસાવળી**—સંજાણાઓની વંશાવળી કદાચ ઉદવાડે મળી શકે તે ઉપરથી અસલી સંજાણમાં વસનારાઓની તવારીખ ઉપજાવી શકાય. શું કોઇ પહેલવાન અરદેશીરની પેહેડી સુધી પોતાના વડવાઓને શોધી ન શકે ?

**સંજાણની આસપાસની વસતી**—હાલ નારગોલમાં પારસીઓની સારી વસતી છે. એ 'નારગોલ' શબ્દ નાગોલી લોક જેઓ ભેંસ ચરાવનાર હોય છે તેઓ ઉપરથી પડયો હશે. એ પણ દવીયર માફક આગળ સંજાણનો એક ભાગ હશે. સરોંડા (એટલ જંગલની જગા) મધે નારગોલની આગમજ વસ્તી હોવી જોઇયે, કારણ ત્યાંનું દોખમું વધુ જુનું, આશરે બસો વરસ ઉપરનું, હજી પડયું છે. એ દોખમું પારસી અંજુમનનું છે માટે તે ખોદી તેની પણ તપાસ લઈ શકાય તો આપણને કદાચ ઘણું જાણવાનું બની આવે. હાલ નારગોલ અને સરોડાં વચે એકજ દોખમું છે, સરોડામાં એક કરતાં વધુ દોખમા હોવાથી એટલું તો સીધ થાય છે કે તયા આગળ વધુ વસતી હોવી જોઇયે. અહીં આગળ પણ એક જુનું દોખમું હતું જે જગા ઉપર એક વેળા ખોદકામ કરતાં ત્યાં મોટાં હાડકાં નીકળયા હતાં એમ કહેવાય છે.

**વસતી કયાં વધે છે ?**—સંજાણની વસતી હાલ રેલવે સટેશન આગળ વધે છે. ત્યાં ખા૦ બા૦ અરદેશર દોરાબજી દવીયરવાળાએ બંગલો બાંધવા પછી વડવાળેવાળા મી૦ હોરમસજી હીમજીનો બંગલો હાલ તઇયાર થયો છે અને બીજા બે બંધાવાના છે. તેઓ સર્વે સટેશન આગળ બાંધેછે, માટે જો કેયે સેનીટેરીયમ બાધી શકાય તો તે દરીયે કાંઠે નહી પણ સટેશન નજદીકજ બની શકે.

**સંજાણ નામ કોણે આપયું હશે ?**—'કીસસે સંજાણ' કહે છે કે જાદી રાણાએ શેહેરથી થોડેક દુરે પારસીઓને પોતાનું ગામ વસાવી ત્યાં આતશનું મકાન બાંધવાને રજા આપી હતી. અત્રે પ્રથમ એક જંગલ હતું અને ઉપલી કેતાબ કહે છે કે દસતુરોએ તે જગાનું નામ સંજાણ આપયું. પણ આ વાત ખરી દીસતી નથી. સંજાણ નામ વધુ પુરાણું છે અને પારસીઓ કાંઠે ઉતરયા ત્યારે તે નામ જાણીતું હતું. તે નામ સંજાણ કાંઈ St, John ઉપરથી પડેલું ન હતું. કારણ પોરચુગીઝોની આમદ તે તરફ સદીઓ પછીજ થઇ હતી.

'કીસસે સંજાણ' મુજબ તો પહેલવહેલી પારસીઓએ એ જગા જોઇ ખુશ ખુશ થઇ ગયા અને તેની જોડી હીંદુસતાનમાં ન મળશે એમ જણાયું તે ઉપરથીજ તેનું નામ 'સંજાણ' પડયું. એ કેતાબની ફારસી એતો હું નીચે ટાંકું છુ.

"ચુ ખુશ જોઇ બદીદ અંદર નેહાની, કે અનદર હીંદ નીસ્ત મીસલશ સાની
અઝાનરૂઝશ લકબ સંજાને સુયદ, બેદીન ઠન શેહેરરાં નામશ અઝુયદ."

**જમીનની સનદ**—પારસીઓને સંજાણમાં દાખલ થવા માટે આપેલી જમીનની અસલ સનદ મળવી જોઇયે અને તે વીશેની શોધ કરવાનુ કામ પણ એક શોધક પારટીનું છે.વળી આતશબેહેરામ બાંધવા માટે ૧૨ વીંઘા જમીન ત્યાંના રાજાએ આપી હતી તેની સનદ પણ મેળવવી જોઇયે. આ બાબદ ઉપર મરહુમ સર દીનશા માણેકજી પીટીટ બેરોનેટ જયારે નારગોલ સીધારયા તયારે તેવણે ધયાન ખેંચયું હતું. એજ મીસાલ અસલી જમાનાની મોહોરો, કીમતી પથરો, માટલીઆંઓ, વાસણો તથા નળાઓ મેળવી તે ઉપરના હરફો ઉકલાવ્યા હોય તો આપણને ઘણું અસલી તવારીખ સંબંધી જાણવાજોગ મળી આવે. એ પણ એક શોધક પારટીનું કામ છે.

**ધરમશાળા કે સેનીટેરીયમ?**—જો સંજાણમાં સતંભ ઉભો થાય તો ત્યાં શરૂઆતમાં જેટલી સેનીટેરીયમ માટેની નહી તેટલી પારસીઓને લાયકની એક સારી ધરમશાળાની અગત્ય છે. ત્યાં સતંભ ઉભો થાય તો તેની લોકો વારે ઘડીએ એક અસલ પવીત્ર તીરથ સ્થળ તરીકે ભેટ લે. જેમ આજે ઉદવાડાના બાબમાં બને છે તેમ પછી સંજાણમાં આપણા હમદીનો રજા ઉપર ઉતરી પડયા વિના રહે નહી. તેઓ સારૂ એક સારા પાયા ઉપર ધરમશાળાની ત્યારે જરૂર પડે. સેનીટેરીયમને માટે સંજાણની જગા ઝાઝી અનુકુલ દીસતી નથી. ત્યાં વરસના પાંચ મહીના મેલેરીયા રહે છે કારણ આસપાસ મોટા પાયા ઉપર ખેતી થાય છે. એ તો જયારે ત્યાં વસતી વધે ત્યારેજ મેલેરીયા દુર થાય. પણ સંજાણની આબોહવા બારીક રીતે એક હવાખાના માટે લાયક લેખાતી નથી. જયારે બનહેમોરદી સેનીટેરીયમ થયું ત્યારે ત્યાંની જગા હવા ખાવાનાં મથક તરીકે કેટલાકોને પસંદ પડી નહી ત્યારે સંજાણમાં સેનીટેરીયમ બાંધવી અનુકુલ થઇ પડે કે? સંજાણની હવા કાંઇ તીથલ જેવી નથી. ત્યાંના કીનારો કાંઇ પોહોળો નથી. ત્યાંની મીશનરી મડમોને પુછો કે તેઓના ચોમાસામાં કેવા હાલ થાય છે અને તેઓ મેલેરીયાથી કેવી હેરાન થાય છે? એજ કારણસર ત્યારે ત્યાં બોરડીંગ સ્કુલ કાઢવા અગાઉ બે વાર વીચાર કરવા જોઇયે છે.

## (૬)

## હીંદુસ્તાન મધે પારસી રાજ્યો-આગલાં પારસી સંસ્થાનો.
## એક હજાર વરસ ઉપરનાં ચીન મધેનાં પારસી આતશબેહેરાંમો.

સંજાણમાં યાદગારીનો સતંભ ઉભો કરવા સામે જે એક વાંધો લાવવામાં આવે છે તે એ છે કે આપણે હીંદુસ્તાન મધે કાંઇ પાદશાહ યઝદજર્દની હાર પછીજ પહેલવહેલા આવ્યા ન હતા પણ તેની અગાઉ આપણે હજારો નહીં તો સેંકડો વરસ અગાઉ આ દેશમાં આવી સંસ્થાનો સ્થાપ્યાં હતાં એટલે સંજાણ મધે આપણે શા માટે યાદગીરીની નીશાનો જાળવી રાખવી જોઇયે? આ વીરોધીઓ સંજાણનો હક ના પાડે છે. તેઓ કહે છે કે જો આ દેશમાં આપણે પહેલવહેલો પગ મેલ્યો એ કારણસર સતંભ ઉભો કરવો હોય તો તે કાંઈ સંજાણ યા દીવ ખાતે હોવો ન જોઇયે,

કારણ તે અગાઉ આપણે આ દેશના કેટલાક ભાગોમાં લડાઇ જીતી રાજ સ્થાપ્યું એટલુંજ નહી પણ સંસ્થાનો સ્થાપ્યાં હતાં. તેના ટેકામાં તેઓ જે મુખ્ય તવારીખરૂપી દાખલાઓ રજુ કરે છે તે હેઠળ આપીશ. તેમની આ દલીલનું ખંડન કરવા અગાઉ તેઓને ઇનસાફને ખાતર પોતાનો મુકદમો શો છે તે રજુ કરવાની તક આપવી જોઇયે છે.

**આગલાં પારસી સંસ્થાનો**—આ વીરોધીઓ કહે છે કે—આઠમી સદીમાં તો માત્ર થોડાજ પારસીઓ ઇરાનથી આ દેશમાં આવ્યા હતા. તેની આગળ પારસીઓનાં ગુજરાતમાં શું પણ છેક ઉતર હીંદુસ્તાનમાં સંસ્થાનો ધીકતાં હતાં. હીંદુસ્તાન સાથ પારસીઓ અને ઇરાનીઓને છેક પેશદાદ અને કયાની પાદશાહોના વખતથી સંબંધ પડેલો છે.

૨. એ જમાનો તવારીખની આગમજનો હતો માટે તેને ગણત્રીનાં ન લઇયે તો પણ ત્યાર પછી આશરે અઢી હજાર વરસ ઉપર છેક ઇ૦ પુ૦ ૫ મી સદીથી પારસીઓનો "હીંદુસ્તાનમાં આવજા થવા માંડેલો છે" ઇ૦ સ૦ પુર્વે ૫૧૦ માં મોટા હખામની પાદશાહ દારાયસ હીસતાસપીસે પંજાબ જીત્યો હતો અને ત્યાર પછી નજદીક ૨૦૦ વરસ સુધી તે તરફ પારસી હાકેમોએ રાજ્ય ચલાવ્યું હતું અને તેથી રાજની કુમકથી પારસીઓ પંજાબમાં વેપાર વણજ કરવા આવતા હતા અને ત્યાં એ વેપારીયો કદીકામ થઇ વસ્યા હતા.

૩. હખામની રાજ્ય પછી પારથયન રાજ્યના વખતમાં પણ હીંદુસ્તાનમાં ઇરાનના હાકેમો અમલ ચલાવતા હતા.

૪. તયાર બાદ સાસાની ટોળાની પાદશાહત વખતે તો હીંદુસતાન સાથનો પારસી સંબંધ ઘણોજ વધી ગયો હતો અને કેટલાક પાદશાહોએ એ દેશ સાથ વેપારી કોલકરાર પણ કરયા હતા.

૫. બેહેરામગોર અને નોશરવાન આદલે હીંદુસતાનમાં નવી ફતેહો મેળવી હતી. એ પાદશાહોના વખતમાં પારસી વેપાર વધે અને તે દરમ્યાન પારસીઓ આ દેશમાં સંસથાનો કરી વસે એ કેવળ બનવા જોગ છે. ઇ૦ સ૦ ૫૪૫ માં પારસી વેપારીઓ હીંદી મહાસાગરમાં ફરી વળયા હતા તેમની સાથ રૂમી વેપારીઓ તે વેળા હરીફાઇમાં હતા, પણ પારસી સાહાસ અને એકદીલીથી આ હરીફો દુર થઇ ગયા અને આખા મહાસાગરનો કુલે વેપાર પારસીઆએ એક હાથ કરી લીધો. તે વખતે પારસીઓ કને સફરી વહાણોના મોટા કાફલાઓ હતા અને તેમની મદદથી તેઓ ફાવી નીકળયા હતા.

૬. સાતમી સદીમાં ખુશરૂ પરવીઝના વખતમાં હીંદુસતાન સાથનો પારસી એખલાસ એટલો વધી ગયો હતો કે તે જમાનામાં હીંદુ વેપારીઓ ખુદ ઇરાન જઇ વસતા થયા હતા. કહે છે કે આપણી તરફના એજંટાના ગુફામાં પથરનાં કોતરેલાં ચીત્રોમાં એક ચીત્ર ઇરાની પાદશાહ ખુશરો પરવીઝની દરબારનું છે જે ઉપરથી જણાય છે કે તે વેળા પારસીઓ આ તરફ આવ્યા હશે.

૭. આઠમી સદીની અધવચે ચીન તરફ પારસીઓનો પગપેસારો એટલો બધો થયો હતો કે ઇ૦ સ૦ ૭૫૮ માં તેઓએ કંટાન બંદરના આરબ વેપારીઓ સાથ મળી જઇને ચીનાઇ સતાવાળાના જુલમ સામે બંડ ઉઠાવ્યું અને શેહેર લુટયું હતું. એ વખતે કંટાનમાં તેમજ ચીનાઇ કોસટા ઉપરના બીજાં બંદરો ખાતે પારસીઓનાં મોટાં સંસ્થાનો હતાં અને ત્યાં તેમના આતશખાનાઓ વટીક હતાં. એ ઉપરથી એવી દલીલ રજુ થાય છે કે જ્યારે પારસીઓ ૮ મી સદીમાં વેપાર અર્થે ચીનવેર પહોંચી વળ્યા હતા તયારે શું તેમના મારગમાં આવતાં હીંદુસતાનમાં તેઓએ વેપાર ચલાવી સંસથાન કીધાં ન હશે?

૮. સંજાણથી કાંઈ પારસીઓ ગુજરાતમાં ફરી વળયા ન હતા. થાણા, ચઉલ અને કલ્યાણી ખાતે તથા ઉતરે સીંધમાં કચ્છ વગેરે ગામો ખાતે પારસી તાયફાઓ ગયલા જાહેર થયા છે. એટલુંજ નહી પણ ખરૂં જોતાં તવારીખ મુજબ પારસી તાયફાઓ છેક બલુચીસતાન વાવ્ય પ્રાંતો અને કાશમીર સુધી ફરી વળેલા જણાયા છે બલુચીસતાનમાં ૧૧ મી સદીમાં એક પારસી ટોળો 'ગબ્ર'ને નામે ડેરા નામે શેહેરમાં વસતો હતો જેને ઈબ્રાહીમ લોદીએ લડાઈ કરી તાબે કીધો હતો.

૯. એવાજ બીજા પારસી ટોળાઓ દીલ્હી અને તેની પડોશમાં તઘલખપુર અને મીરત ખાતે, તેમજ કુતીલા અથવા હરદવાર ખાતે તથા છેક કાશમીરમાં જમ્મુ તરફ પણ હતા. એ સઘળા શેહેરોના બહાદુર પારસીઓ મેહોમેદન પાદશાહ અફઘાન વંશના બીજા મહમદ તઘલખ તરફથી લઢયા હતા.

૧૦. ૧૩૯૮ ના સાલમાં મધ્ય એશીયા ખાતેથી તુરાની પાદશાહ તઇમુરલંગ પ્રથમ ઇરાન ફતેહ કરીને હીંદુસતાન ખાતે ઉતરી પડયો હતો તેણે પોતાની બહાદુરીનું વર્ણન પોતાને હાથે લખ્યું છે તેમાં તેણે અનેક ઠેકાણે ગબ્ર નામના લોકો વીશે લખ્યું છે જેઓ નેકી અને બદીના બે તત્વો હોરમજદ અને અહારેમનથી બને છે એમ માને છે. તે લખે છે કે જયાં જયાં તે ફતેહ કરવા ગયો ત્યાં ત્યાં આ 'ગબ્ર' લોકો તેને નજરે પડયાં હતાં, અને અંતે તેઓ ઉપર જીત મેળવી તેમનાં બચ્ચાં છોકરાં સુધાં તેઓને કાપી નાખ્યાં હતાં.

૧૧. આજેબી રોહીલખંડમાં ગબ્ર નામે અને તયાંમગયાસ નામે ટોળાઓ વસે છે જેઓ વીશે સર હેનરી એલીયટ અને બીજાઓના જણાવ્યા મુજબ તેઓ અસલી પારસી ટોળા હોવા જોઇએ. આ ટોળાઓ ઇરાનથી હીંદુસતાનમાં જમીનને રસતે આવેલા હોવા જોઇયે એવી તર્ક કરવામાં આવે છે, કારણ તે વેળા ઈરાનની સરહદ લંબાઈ હતી અને હીંદુસતાન ખુશકી માર્ગે કાંઈ દુર ન હતું.

ઉપલી દલીલો રજુ કરનારાઓ એટલું ભુલી જાય છે કે જે સતંભ આપણે હાલ ઉભો કરવા ધારયો છે તે કાંઇ આ દેશમાં આપણા ન્યાગાનોએ પહેલ વહેલાં પગ મેલ્યો તે માટે નથી પણ હાલની હીલચાલ તો આપણે પારસીઓ **છેલ્લી વેળા** મોટા ભાગે ઇરાન દેશ છોડી હીંદુસતાનમાં આવી વાસો કીધો અને હીંદુ રાજાને આશરે પહેલાં રહી સેવટે બુલંદ બ્રીટીશ રાજ અમલમાં જે એક જાતનું રાજ ભોગવ્યે છીયે તે બનાવની યાદગારી જાળવવા વીષેનો છે. શરૂઆતમાં જરથોસતી આલમને જે અપીલ આ સંબંધી નેમાયલી કમીટી હસતક શમસુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ કીધી હતી તે મધે જણાવ્યું છે કે મીસ મેનાએ "ભલામણ કરી છે કે પારસીઓએ સંજાન ખાતે એક સતંભ ઉભો કરવો કે જેથી તેઓ **હીંદુસતાન ખાતે આવી વસયા તે બીનાની યાદગારી રહે.** આ સુચના કેટલાક સાહેબો હજુર રજુ થતાં તે સાહેબોને પસંદ પડી." પારસીઓ હીંદુસતાનમાં આવી વસયા તે મહાભારત બનાવની યાદગારી જાળવવાની ભલામણ થઇ છે. ઉપલી "અરજ" માંજ જણાવ્યું છે કે જયાં પણ પોતે મોટાં કામો માટે જાય ત્યાં પોતાની હીલચાલની યાદગારીના સતંભો ઉભા કરવા એ અસલી હખામાનયન પાદશાહોનો અને તેમાં ખાસ કરી પાદશાહ દારાયસનો સરેસતો હતો. અત્રે પણ આ દેશમાં "પેહેલો" પગ મેલવા વીશે લખ્યું નથી. વળી એ વીશેનો હેતુ ખુલ્લો કરતાં જણાવયું છે કે "આ સતંભ આપણી કોમને એક રીતે આપણા વાહલાં વતન ઇરાન સાથે તેમજ બીજા હાથ ઉપર આ કરી લીધેલાં આપણા વાહલા દેશ સાથે પ્રીતીભરયા ગાંઠથી જોડશે." આપણે યઝદેજરદ પછી ઇરાનથી આ દેશમાં ઉતરી પડયા તયારથી આપણે હીંદને આપણા તરીકે "કરી લીધો" છે. તો શું તેની આગમજ જે છુટી છવાઇ ચઢાઇઓ આપણા ન્યાગાનો લાવ્યા હતા તેઓએ આ દેશને પોતાનો દેશ "કરી લીધો હતો?" તેથી ઉલટું તેઓ પોતાનું કામ કરી લઇ પાછા ઇરાન વતન જઈ ત્યાં પોતાનું રાજપાટ ચલાવવા અને જાહોજલાલી ભોગવવા નહી મંડયા?

# (૭)

## સંજાણની નજદીકના બે પહાડો બાહરોત તથા ગંભીર ગઢ. ત્યાં શોધ ખોળ ચલાવવાની અગત્ય.

સંજાણ મધે સતંભ ઉભો કરવા પહેલાં તેને લગતી કેટલીક બાબદો વીશે શોધખોળ ચલાવવાની પહેલી જરૂર છે જણાવ્યું છે. એ શોધખોળ ચલાવવા માટે આપણી કોમના ઉલટમંદ અભીયાસીઓએ ભેગી કોશેશ કરવી જોઇયે છે. એ શોધ ખુદ સંજાણમાં કઇ કઈ બાબદો વીશે ચલાવવી તે બાબે આગળ ઇસારો કીધો છે. પણ એ શોધ એટલીજ હદમાં અટકવી જોઈતી નથી. તે તો સંજાણની આસપાસના મુલક તરફ લંબાવવી જોઇયે છે. તેમ કરે તોજ એ આપણને એક વખતનાં આશરો આપનાર મુલકને લગતી અને ખાસ કરીને ઇરાનની આરબોની ફતેહ પછી હીંદુસતાનમાં આવવા વિશેની તવારીખને લગતી કેટલીક અંધારાંમાં રહેલી બાબદો અજવાળુ જોવા પામે.

**બાહરોતનો પહાડ**—"કીસસે સંજાણ" મુજબ તેમજ આપણા વચ્ચે ચાલુ રહેલી દંતકથા મુજબ આપણા ન્યાગાનોને સંજાણની લડાઇના પહેલવાન અરદેશીરની સરદારી હેઠળ પહેલાં જીત મળી પાછળથી હાર પામી બાહરોતના પહાડ તરફ જઈ પાક આતશબેહેરામની જાળવણી માટે નાહસવું પડયું હતું અને પહાડ ઉપર આપણે ૧૨ વરસ વેર 'ઇરાનશાહને' જીવની માફક સંભાળયા હતા અને પછીજ આપણે વાંસદા તરફ ગયા હતા. હવે જયારે આપણે બાર બાર વરસ વેર ઉપલા પહાડ તરફ જઈ રહયા તયારે તે પહાડ તરફ આપણે આ તકે શોધ ચલાવવી જોઇયે છે. બાહરોતનો પહાડ કાંઇ મુંબઇથી ઝાઝો દુર નથી. તે તો ફકત સંજાણથી દશેક માઇલ અને ગોલવડ જહાંબોરડીથી એથીબી ઓછે તફાવતે છે. તે પહાડ આપણને જહાંબોરડીથી જાણે સાંમે ઉભા રહી હુરકા ધરકી કરી કહે છે કે "હે જરથોસતીઓ તમો મોંઝીયાં મારવા ખુદ મારા પગવેર આવો છો પણ હું આટલો તમારાથી નજદીક પડેલો હોવા છતાં તમો મારી તરફ હેરીઉ લેવાની દરકાર કરતાજ નથી. જો તમે મને આવી મળો તો હું તમારા કાનમાં આજે પણ છસો વરસ ઉપરની તમારા બાપદાદાઓની કીરતીની વાતો કહુ" પણ કોણ આવાં કુદરતી આકર્પણની દરકાર કરે છે ? આજસુધી હજારો જણાં દેહેણું, ગોલવડ, ઉમરગામ, સંજાણ, નારગોલ, સરોડા વગેરે જઇ આવે છે પણ તેઓ માહેલા કેટલાઓ તેમની સામે પડેલા આ તવારીખ મધેના અગતયના ભંડારની તરફ શોધ માટે નહીજ તો મોજને ખાતર પણ ઉતરી પડે છે ? જે જુજ લોકો આ પહાડ તરફ ગયા છે તેઓ કહે છે કે તયાં ગોફાઓ હજી હઇયાત છે કે જ્યાં આગળ આપણા જરથોસતીઓએ અરદેશીરની કમનસીબીભરી હાર પછી મુસલમાન પાદશાહના હુમલામાંથી બચવાને ભરાઈ પોતાના પવીત્ર કેબલાની પાસબાની કરી હતી. જે મીસાલ આરબોના ખલીફ ઓમરની ફતેહ પછી આપણ ('કીસસે સંજાણ' મુજબ) એક સદીવેર ઇરાન મધે કોહીસતાનમાં ભરાયા હતા તેજ મીસાલ આપણે હીંદુસતાનમાં સંજાણ આવ્યા બાદ આ તેની પડોશમાં પહાડના ગોફાઓમાં આતશબેહેરામની જાળવણી માટે ભરાઇ રહયા હતા.

**ગંભીર ગઢ**—વળી સંજાણથી થોડે દુર ગંભીર ગઢ નામનો એક કીલ્લો છે ત્યાં પાણીનાં ટાંકાંઓ વગેરે પડેલાં કહેવાય છે જે ઉપરથી એવું મનાય છે કે ત્યાં આગળ વસતી હોવી જોઇયે. પારસીઓ સંજાણથી નાસી ત્યાં પણ જઈ વસેલા હોવા જોઇએ. એ કીલ્લાની મુલાકાત 'જ્ઞાન વરધક'ના મરહુમ લેખક શેઠ શાપુરજી તારાપોરવાળાએ લઈ પોતાનાં એ ચોપાનીઆંના ૬ઠા વોલ્યુમમાં તેનો હેવાલ ૧૮૭૮ ના સાલમા આપ્યો હતો. આ ડુંગર સંજાણની પડોશમાં આવેલાં બીલાડગામથી ૪૦

